# પરિમલ



પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ
રાવપુરા—વડોદરા.

પ્રકાશક:
**નટવરલાલ દવે**
મંત્રી, ઉષા પ્રકાશન મંદિર
**આણંદ**



પ્રથમ આવૃત્તિ: ૧૬૦૦: સંવત ૧૯૮૪
**કિંમત પાંચ આના**

આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં શનાભાઈ મથુરભાઈ
પટેલે નટવરલાલ માણેકલાલ દવેને માટે છાપ્યું.

# ક થ ન



એક વિદુષી બાલવત્સલ માતાએ પોતાની નાની બાળાને અમને સોંપતી વેળા ફરિયાદ કરેલી :

"જૂઓ, સામાજિક કલેશ, ચોરી, કપટ, વહેમ, એ વગેરે ઘાતક ભાવોની વાર્તાઓ કૃપા કરી તેને ન કહેશો."

આ ફરિયાદે અમને બાલસાહિત્યની સાચી ભાત માટે વિચાર કરતા કરી મૂકયા.

આ સંગ્રહ આ વિચારમાંથી જન્મ પામ્યો છે. બાળકોને આ વાર્તાઓ ગમી છે. હવે ગુજરાતી બાળજનતા તેની કદર કરશે એવી આશા છે.

અમદાવાદના 'કૌતુક મંડળે' મૂખપૃષ્ઠવાળા ચિત્રના બ્લોકનો ઉપયોગ કરવા દીધો તે માટે ધન્યવાદ.

સંપાદકો

# સાંકળિયું





૧

## હરણાંનું સંભારણું

વનવગડો હતો. વચ્ચે મોટું સરોવર હતું. આજુબાજુ પાળ હતી. પાળે પાળે ઝાડ હતાં. આથમણે સૂરજ હતો. જરાક જેટલો દેખાય. આગળ પાછળ રાતા રંગ પથરાઈ ગયેલા.

ત્યાં એક પારધી આવ્યો. પારધીના હાથમાં ધનુષ્યબાણ. ડીલ ઉપર માત્ર એક લંગોટી. માથે વાળની જટાઝુંડ. પેટમાં સવાશેરનો ખાડો.

આજ પારધીએ કંઈ ખાધું નથી, પીધું નથી. આમ તેમ વને વન સારોય દિવસ ભટક્યો છે. ઝાડીએ ઝાડી ખૂંદી વળ્યો છે. કોતર કરાડ ભટકી ગયો છે. કોઈ પશુયે મળ્યું નથી, કે મારીને ખાઈ જાય.

ઘડીકમાં તે આથમતો સૂરજ જૂએ, તો ઘડીકમાં આમ તેમ શિકારને માટે મીટ માંડે.

સૂરજ ઢળી ગયો. અંધારું ઘોર થવા આવ્યું. આકાશમાં તારા નીકળ્યા, અને સરોવરના પાણીમાં રમવા લાગ્યા.

પછી પારધી એક ઝાડે ચડયો. ઝાડ હતું બીલીનું. નીચે નહિ પૂજેલું એવું મહાદેવનું સ્થાનક હતું.

પારધી મીટ માંડીને બેઠો છે, કે હમણાં પાણી પીવા કોઇ પશુ આવશે, અને બાણ તો મારી પાસે છે જ ને!

એક પહોર વીતી ગયો. રાત ઝમક ઝમક થાય છે. મધવાચંદ કે માધવો કોઇ મળે નહિ. પારધી આમતેમ જૂએ છે. જરી સંચાર થાય કે બાણ ઉપર પારધીનો હાથ પડે છે.

ત્યાં એક હરણી આવી. રમતી રમતી આવે છે. કૂદતી નાચતી આવે છે, મલક મલક થતી આવે છે. શીંગડીઓ હલાવતી આવે છે. હવે બીક શાની? રાત પડી છે ને? સરોવરની પાળે આવી. નીચી ડોક કરી જ્યાં પાણી પીએ, ત્યાં તો ઝાડમાં સળીસંચાર થયો.

પારધી હાથમાં બાણ લે છે, વચ્ચે આવતાં બીલીપત્ર તોડી તોડી બાજુએ નાખે છે, તે મહાદેવના સ્થાનકે પડે છે.

હરણી આમ ચમકી પાછું જૂએ, ત્યાં પારધીની લાલચોળ આંખો જોઈ. ધનુષ્યબાણનો ટંકાર સાંભળ્યો.

હરણી ઝાડ સામે ધસી આવી, ને બોલી, "જરા થોભ, ભાઈ. મારે ઘરે બાળુડાં વાટ જૂએ છે. હું જરા મળી આવું."

પારધી કહે, "બરાબર પાછી આવજે હોં."

પારધી પાછો મન વાળીને બેઠો છે. આટલું ત્યારે તેટલું. આમેય સવાર સુધી અહીં રહેવાનું જ છે ને!

બીજો પ્રહર થયો. ત્યાં એક બીજી હરણી આવી. રમતી રમતી આવે છે, કૂદતી નાચતી આવે છે, મલક મલક થતી આવે છે, શીંગડીઓ હલાવતી આવે છે.

રાત કહે મારું કામ. સરોવરનાં ચોકખાં પાણી. આભે તારાનાં અજવાળાં. સરોવરમાં અજવાળાં પડે, પણ પાણી તારા સંઘરી રાખે.

પારધી જરા ઉંચો થઇને જૂએ છે. હાં કરીને બાણ હાથમાં લે છે. વચ્ચે આવતાં બીલીપાન તોડીને બાજુએ ફેંકે છે, તે મહાદેવના સ્થાનકે પડે છે. હરણી પાણી પીતાં ચમકે છે, પાછુ જૂએ તો પારધીની લાલચોળ આંખો. ધનુષ્યને પણછ તો ચડી ગઇ છે.

હરણી સામે ધસી આવી ને બોલી, "ભાઇ, જરા થોભ. ઘરે ધાવણાં બાળુડાં મૂકીને આવી છું. જરા ધવરાવી આવું."

પારધી કહે, "ઠીક. પણ બરાબર આવજે હોં."

વળી પાછો પારધી બેઠો છે. ત્રીજો પ્રહર થયો. ત્રીજી હરણી આવી. તે પણ બાળકની સોંપણી કરવા ઘરે ગઇ.

ચોથો પહોર થયો. પારધી તલપાપડ થઇ ગયો છે. પેટનો ખાડો ઉંડો ગયો છે. મનમાં ગાંઠ વાળીને બેઠો છે, કે હવે જો કોઇ પશુ આવે તો જવા જ ન દઉં.

ત્યાં તો છ સાત નાનાં બચુડિયાં વાળી હરણી આવી. હરણી વચ્ચે છે ને આજુબાજુ હરણાં કૂદાકૂદ કરે છે.

પારધીની ધીરજ ખૂટી ગઇ.

હરણી આથમી ગઇ છે અને હમણાં સૂરજ અજવાળાં કરશે.

પારધીએ ધનુષ્યબાણ હાથમાં લીધાં. વચ્ચે આવતાં બીલીપાન તોડી બાજુએ નાખ્યાં, તે મહાદેવના સ્થાનકે પડયાં.

આ સળીસંચારે બચુકલાં હરણાં બી ગયાં. ગાભરાં ગાભરાં માની સોડમાં લપાયાં. હરણી પણ ગભરાઇ ગઇ. હરણી રડતી બોલી, "ભાઇ, જરા સબુર. આ બચુકલાંની સોંપણી મને કરી આવવા દે. પછી મને સુખેથી મારજે."

પારધી જરા અચકાયો તો ખરો, પણ તેનાથી બોલી જવાયું, " સારૂં તું યે જા. વહેલી આવજે."

અહીં પારધી હવે નીચે ઉતર્યો. ભળભાંખળું થયું છે. તેને ભૂખનું દુઃખ છે. ઘરે બૈરીછોકરાં વાટ જોતાં બેઠાં છે.

પારધી કહે, "ચાલ હવે શિકારની શોધમાં જઉં. એમ હરણાં કંઇ પાછાં આવે?"

જ્યાં ચાલવા માંડે ત્યાં તો દૂરથી એક હરણી દોડી આવી. બીજી આવી, ત્રીજી આવી, ને

બચુકલાં વાળી ચોથીએ આવી.

હરણાં કહે, "લે ભાઇ, અમે આવ્યાં."

પારધી અક્કડ થઇ જાય છે. હાલતો નથી, ચાલતો નથી. પૂરું બોલાતું ય નથી. ધનુષ્યબાણ નીચે પડી જાય છે.

પારધી કહે, "મારે તમને નથી મારવાં. તમે સાચકલાં. આવો મને રમાડવા દો."

પારધીએ હરણાંને હાથ ફેરવ્યો. હરણાંએ પારધીના પગ ચાટયા. પારધીને આંસુ આવ્યાં. પારધી ને હરણાં એમ કેટલી યે ઘડી હળ્યાં-મળ્યાં. પછી પારધી ઘર તરફ વળે છે. હરણાં ઘરઘેલાં થતાં પાછાં વળે છે. પારધીને મન કંઇ હરણાં છે. હરણાંને મન કંઇ પારધી છે.

લોકોએ આ વાત જાણી. પછી તો મહા મહીનાની વદ ચૌદશે આ હરણાંનું સંભારણું ચાલ્યું. હજુ યે એ સંભારણું થાય છે.



## ૨

# ગોપાળ સખા

( એકાંકી નાટક )

## પાત્રો

ગોપાળ : એક બાળક
મા : ગોપાળની મા
ચમેલી : ગોપાળની બાળસખી
કૃષ્ણ : ભગવાન શ્રીકૃષ્ણ
આચાર્ય : ગોપાળના ગુરુ
ચૈતન્ય : આચાર્યનો શિષ્ય

*

### દૃશ્ય પહેલું

( એક સામાન્ય ઘર. બાજુએ ગોખમાં શ્રીકૃષ્ણની મૂર્તિ. પાસે બાળક બેઠો બેઠો રમે છે. વિધવા માતા રેંટિયો કાંતે છે. )

મા :

( ગાય છે )

હે નાથ! નિજરૂપ હમકો દિખાઓ,
તુમ પાસ આઓ, યા હમકો બુલાઓ૦
બ્રજચંદ્ર! છિપિયે ન ઘનશ્યામમેં અબ,
જ્યોત્સ્ના દિખાઓ, સુધાકો બહાઓ૦

બાળક :

મા, મને ગુરુજીને ત્યાં ક્યારે મોકલીશ?

મા:

( બાળક તરફ જોઈને )

હા, બેટા, હવે તું મોટો થયો છે. જયદેવ આચાર્યની શાળામાં તને બેચાર દિવસમાં સારુ મુહૂર્ત જોઈને બેસાડીશ. આચાર્ય તારા પિતાના સહાધ્યાયી ને પરમ મિત્ર હતા. એ તને પુત્રની માફક ભણાવશે. ને બેટા, તારા બાપુ કહેતા હતા કે આચાર્ય ભારે પંડિત છે.

બાળક:

મા, તને બાપુજીની વાતો સાંભરે છે? મને તો કશુંયે યાદ નથી.

મા:

( આંસુ લ્હોતી લ્હોતી )

બેટા, તારા બાપુની વાતો મને ઘણીયે વાર તાજી થાય છે. તને ક્યાંથી યાદ હોય? જ્યારે એ દેવ થયા ત્યારે તું કેવળ અઢી વર્ષનો હતો. એમના છેવટના શબ્દો હું કેમ ભૂલું? એ વચનો સંભારી સંભારીને મેં ત્રણચાર વર્ષ વીતાવ્યાં. જે દિવસે એમની હાલત અત્યંત ખરાબ હતી, તે દિવસે એમણે મને કહ્યું, 'ગોપાળની મા, ગોપાળની રક્ષા કરજે ને એને મારા જેવોજ

લેખજે. મોટો થાય ત્યારે એને ભણાવજે ને કૃષ્ણનો પ્રેમી બનાવજે. એજ તારું તપ ને એજ તારો ધર્મ સમજજે. આપણાં ખેતરોના પાકમાં તમારા બેનાં જીવનનો નિર્વાહ કરજો. ગોપાળને ક્ષેમકુશળ જોઇને મને સ્વર્ગમાં પણ શાન્તિ મળશે.'

બાળક:

મા, રો નહિ. તને રડાવવા મેં બાપુની વાત પૂછી ન હતી. મા, મને કૃષ્ણની કથા કહે. એ સાંભળવાની બહુ મજા પડે છે.

મા:

હા, બેટા. કૃષ્ણકથામાં ખૂબ રસ ભર્યો છે. પહેલાં તું મને એક ભજન સંભળાવ. પછી હું કથા કહું.

બાળક:

( ગાય છે )

તુમ મેરી રાખો લાજ હરિ,
તુમ જાનત સબ અન્તરજામી;
કરની કછુ ન કરી•

( પડદા પાછળ—'ગોપાળ, ગોપાળ, ચાલ રમવા.' )

ગોપાળ:

( ગીત અધુરૂં મૂકીને )

મા, ચમેલી બોલાવે છે. હું જાઉં છું.

( જાય છે. )

મા:

( ઘુંટણીએ પડી. )

સ્વર્ગવાસી સ્વામી! તમારા આદેશ પ્રમાણે પ્રાણથી પણ અધિક ગણીને મેં ગોપાળનું લાલનપાલન કર્યું છે. હવે એ મોટો થયો છે. થોડા દિવસમાં એ શાળામાં જશે. તો હે નાથ! ત્યાં પણ એની રક્ષા કરજો.

( ઉઠીને શ્રીકૃષ્ણની મૂર્તિ પાસે જઇને પ્રણામ કરે છે. )

હે ભગવાન! આ અનાથની આંખોની કીકી જેવા બાળકની રક્ષા કરજો, ને એને તમારી ભક્તિનું ફળ આપજો.

( ગોપાળ 'મા, મા' કરતો આવે છે. સાથે ચમેલી પણ છે. માને પ્રણામ કરતી જોઇ બંને પ્રણામ કરે છે. )

*

* *

## દૃશ્ય બીજું

( મા ઉભી છે. બાજુએ ગોપાળ ઉભો છે. ચમેલી રેંટિયો શીખે છે. )

મા:

બેટા, તે દિવસે તો તું શાળાની કેવી કેવી વાતો કરતો હતો, ને કહેતો હતો, કે ગુરુજી સુંદર સુંદર વાતો કહે છે, રોજ નવી રમતો રમાડે છે, ને છુટ્ટીને દિવસે પણ ઘેર રહેવાનું ગમતું નથી, તો આજે શાળામાં જતાં આનાકાની કેમ કરે છે?

ગોપાળ:

( કંઇ બોલતો નથી. ઉલટું મોં ફેરવી લે છે. )

ચમેલી:

હું કહું, કાકી?

ગોપાળ:

ચૂપ, ચૂપ.

( માની સાડીમાં મોં છૂપાવે છે. )

ચમેલી:

કાકી, ગોપાળને શાળામાં તો મઝા પડે

છે. પણ કાલે સાંજે પાછા ફરતાં બીક લાગી હતી, એટલે આજે જતાં સંકોચાય છે.

મા:

કેમ, ગોપાળ, ખરું?

ગોપાળ:

હા.

મા:

શેની બીક લાગે છે?

ગોપાળ:

મા, રસ્તામાં જંગલ આવે છે, ત્યાં પાછા ફરતાં ખૂબ અંધારું થઇ જાય છે. વનપશુઓ ચિત્રવિચિત્ર અવાજ કરે છે, તેથી ખૂબ ભય લાગે છે. કાલે હું એકલો જ હતો. ગોવિંદ એને મોસાળ ગયો છે, તે આજે પણ આવવાનો નથી. એટલે હું આજે નહિ જાઉં.

મા:

હું તને મૂકવા ને તેડવા આવું તો સાંજે ખાવાનું શું થાય?

ચમેલી :

કાકી, મને જવા દો. મારી બાને સંદેશો કહેવડાવજો. હું ડરતી નથી.

મા :

ના રે, ગાંડી, તને નહિ જવા દઉં.

( ગોપાળને )

બેટા, જંગલમાં ડર હોય નહિ. વૃન્દાવન-વાસી કૃષ્ણકનૈયો જંગલમાં બાળકોની રક્ષા કરવા ફર્યા કરે છે. એને તું બોલાવજે, એટલે એ તારી રક્ષા કરશે. જો, એક નવું ભજન શીખવાડું.

( ગાય છે )

બોલો રે કનૈયા સંગમેં હમારે,
યશોદાકે પ્યારે, નન્દદુલારે०

હિયમેં બસો તુમ, મનમેં રમો તુમ,
દરશ દિખાઓ પ્યારે०

તુમ બિન કૌન મીત દીનનકો,
જાહિ ગોપાલ પુકારે०

ગોપાળ :

( ગાય છે. )

મા, શું કૃષ્ણકનૈયો સાચેસાચ મારી પાસે આવશે?

મા:

( ધીરે સ્વરે )

હા, બેટા, એ સદૈવ ભકતોની રક્ષા કરે છે.

ગોપાળ:

મા, હું જાઉં છું.

( ચમેલી પણ જાય છે. ગોપાળની મા શ્રીકૃષ્ણની મૂર્તિ પાસે જઇ પ્રણામ કરે છે. )

હે દીનદયાળ, અનાથના નાથ, આજે મેં ઘોર અપરાધ કર્યો છે. મેં મારા કાલાઘેલા બાળકને ફોસલાવ્યો છે. હે પ્રભુ, મારો અપરાધ માફ કરશો, ને એનું રક્ષણ કરજો.

( પડદા પાછળ ગોપાળનો અવાજ 'કૃષ્ણ કનૈયા, આવો. ખેલો રે કનૈયા, સંગમે હમારે.' ઉત્તરમાં શબ્દ આવે છે—'ગોપાળ ડર નહિ. હું પાસેજ છું.' )

*

* *

## દૃશ્ય ત્રીજું

( સ્થળ જંગલ. મુરલીનો અવાજ સંભળાય છે. એક બાજુથી શ્રીકૃષ્ણ ને ગોપાળ આવે છે. )

ગોપાળ :

ચાલો, હવે તમે મને પકડો.

કૃષ્ણ :

એક, બે, ત્રણ.

ગોપાળ :

( દોડીને અટકી જાય છે. )

અરરરર! ભૂલીજ જતો હતો. આજે ગુરુદેવને ત્યાં શ્રાદ્ધ છે. ને મારે એમને ત્યાં કંઇક લઇ જવું જોઇએ. માએ કહ્યું હતું કે કનૈયાજી પાસેથી માગી લેજે. ઠીક થયું, તે યાદ આવ્યું. નહિ તો રહીજ જાત.

કૃષ્ણ :

સાચેસાચ? તારી માએ મારી પાસેથી માગવાનું કહ્યું હતું? હું વનવાસી ગોવાળ શું આપીશ? ઠીક, ઉભો રહે. કંઇક લાવું.

( જાય છે. )

કૃષ્ણ:

( એક મટકી લઈને આવે છે. )

લે, આ દહીંની મટકી. બીજું તો કંઈ નથી. જો આ ગામ તો આવ્યું. હું પાછો ફરૂં છું.

ગોપાળ:

થોડે સુધી તો ચાલો.

કૃષ્ણ:

ના, હવે નહિ.

( ગોપાળ જાય છે. કૃષ્ણ હાથ લંબાવીને આશીર્વાદ આપે છે ને મુરલી બજાવે છે. )

*

* *

## દશ્ય ચોથું

( સ્થળ જંગલ. આચાર્ય જયદેવ ઝાડ નીચે બેઠા છે. પાસે ગોપાળ ઉભો છે. )

આચાર્ય:

ગોપાળ, બતાવ તારો મિત્ર કયાં મળ્યો હતો. કેવી અદ્‌ભુત એ મટકી હતી! વારંવાર

દહીં કાઢયું, ને વારંવાર છલાઇ ગઇ! મારે તારા એ મિત્રને મળવું છે, ને મટકીનું રહસ્ય પૂછવું છે.

ગોપાળ :

ગુરુજી, અહીં જ—આ ઝાડ નીચે મને કનૈયાની ભેટ થતી. અહીં જ અમે બે રોજ રમતા. અહીં જ એ મોરમુકુટધારી, પીળું પીતાંબર-ધારી, બંસરી બજાવતો ને હું 'ખેલો રે કનૈયા સંગમેં હમારે' ગાતો. અહીં જ રોજ અમે વાતો કરતા. રોજ એ અહીં જ આવતો. ખબર નહિ, આજે કેમ આવતો નથી?

આચાર્ય :

શું કહે છે? તમે બે અહીં રમતા? તમે બે ગોષ્ઠી કરતા? એ બંસરી બજાવતો, ને તું ગાતો? તો આજે એ બોલાવવા છતાં આવતો કેમ નથી? કે પછી મને આ બધું ખોટુંખોટું તો નથી કહેતો ને?

ગોપાળ :

નહિ, ગુરુદેવ, નહિ. હું જૂઠું શું કામ બોલું? જુઓ, હું ફરી પોકારૂં છું. કનૈયાજી, કનૈયાજી, આવો, આવો. આપણે બે રમીએ.

ગોપાળ :

નહિ આવો? નહિ આવો? કનૈયા! ગુરુદેવની દૃષ્ટિમાં મને જૂઠો સિદ્ધ કરવો છે? એક વાર, ફક્ત એક વાર આવો. આવો, કનૈયા આવો.

( આચાર્ય થોભી જઇ ગોપાળ તરફ જુએ છે. )

(પડદા પાછળ-'ગોપાળ, હું નથી આવી શકતો. આચાર્ય વિદ્વાન છે, પણ એમના હૃદયમાં પ્રેમ નથી. હું એમની રૂબરૂ પ્રકટ થઇ શકતો નથી.')

( ગોપાળ ને આચાર્ય બંને દંડવત્ પ્રણામ કરે છે )

*

*   *

## દૃશ્ય પાંચમું

( જયદેવ આચાર્ય સંન્યાસીના વેશમાં આવે છે. પાછળ એમનો શિષ્ય પણ ભગવાં વસ્ત્રમાં આવે છે. )

ચૈતન્ય, તું ક્યાં મારી પાછળ પાછળ ભટકે છે? મારો સાથ છોડી દે, ને મને ઇષ્ટદેવની શોધમાં જવા દે.

ચૈતન્ય :

નહિ, ગુરુદેવ, મને આવવા દો. હું તમારી સેવા કરીશ, ને તમારું પ્રિય ભજન સંભળાવીશ.

આચાર્ય:

ભલે. એ ભજન ગા.

ચૈતન્ય:

(ગાય છે)

કહાં મિલેગા પ્રાણાધાર,
પ્રાણાધાર, સ્નેહાગાર૦
મંદિરકે નીરવ પત્થરમેં,
ભકતોંકે શુચિ સુમધુર સ્વરમેં,
પૃથ્વીમેં, નભમેં, સાગરમેં,
અનલ અનિલમેં, તિલતિલભરમેં,
સુના તુમારા હૈ આગાર,
કયા યહ સચ હૈ પ્રાણાધાર૦

આચાર્ય:

કયાં ઢૂંઢૂં? કયી રીતે મનની શુદ્ધિ કરૂં? કયી તપસ્યાથી હૃદયમાં પ્રેમ ઉપજાવું? ગા, ચૈતન્ય ગા.

ચૈતન્ય:

(ગાય છે)

સ્નેહમયી યશુમતીકે કરમેં,
વિરહવિધુર રાધાઅંતરમેં,
કૃષ્ણાકે અનંત અંબરમેં,
યા કાલી કુબ્જાકે ઘરમેં,

યા ઈસ વસુધાકે ઉસ પાર,
કહાં મિલેગા પ્રાણાધાર૦

આચાર્ય :

હા, આ વસુધા છોડીશ. આ દેહ છોડીશ. હા નાથ! મને બોલાવો.

ચૈતન્ય :

( ગાય છે )

કલકદંબ કાલિંદીતટમેં,
ગિરિ ગહ્વર વસુધાકે પટમેં,
વ્રજવીથી, વન, વંશીવટમેં,
જન, જનપદ, પથમેં, પનઘટમેં,
ખોજા; ખોજ હુઇ લાચાર,
નહિ મિલા વહ પ્રાણાધાર૦

આચાર્ય :

ચાલ, ચાલ, એ પ્રભુભક્ત બાળક ગોપાળની પાસ જવા દે. એના સત્સંગથી ભગવાનને પ્રાપ્ત કરૂં.

ગોપાળ, ગોપાળ.

ગોપાળ :

( આવે છે )

ગુરુદેવ આપ? કયાં ફરો છો? અમે સર્વ વિદ્યાર્થીઓ આપના વિના આકુળવ્યાકુળ ફરીએ છીએ.

( ચૈતન્યને જોઇને )

પ્રણામ.

આચાર્ય :

પ્યારા ગોપાળ, ગુરુ તું છે, હું તો શિષ્ય છું. બતાવ બેટા, શ્રીકૃષ્ણ સાથે કોણે તારો મેળાપ કરાવ્યો?

ગોપાળ :

ગુરુદેવ, હું તો આપનો શિષ્ય. મને લજવો ના. કૃષ્ણપ્રેમ તો મારી માતાએ મને શીખવ્યો. ચાલો, એને પૂછી જોઇએ.

*

* *

## દશ્ય છઠ્ઠું.

( ગોપાળનું ઘર. શ્રીકૃષ્ણની મૂર્તિ સામે આચાર્ય, ચૈતન્ય, ગોપાળ, ચમેલી ને ગોપાળની માતા ઉભાં છે )

મા :

આચાર્ય, હું બિચારી શું જાણું? મેં આ મૂર્તિની સેવાદ્વારા ભગવાનનો પ્રેમ મેળવ્યો ને આ બાળકને શીખવ્યો. આવો, આપણે બધાં પ્રાર્થના કરીએ.

( ગાય છે. )

હે નાથ ! નિજરૂપ હમકો દિખાઓ,
તુમ પાસ આઓ, યા હમકો બુલાઓ૦



૩

## દધીચિએ હાડ આપ્યાં

(૧)

અજવાળાં ને અંધારાં. દિવસને રાત. કોયલ અને કાગડો એ બધાં છે ને? તેમ દેવો અને દાનવો હતા.

દેવો કહે અમે મોટા, દાનવો કહે અમે મોટા. દેવો કહે અમે રાજા, દાનવો કહે અમે રાજા. દેવો કહે તપ કરીશું, દાનવો કહે તપ કરીશું.

આમ પોતપોતે મોટા થાય, રાજા થાય, અને તપ કરે, તેમાં પીડા શી?

પણ દેવદાનવ ભેગા થાય ને લડાઈ જમાવે. કોઈ વેળા દેવ જીતે, તો કોઈ વાર દાનવ જીતે. એક વાર લડાઈ જામી. ભારે થઈ. દેવ કહે "આવી જાવ. અમારી પાસે અસ્ત્ર છે ને શસ્ત્ર પણ છે." દાનવ કહે, "તમારા શા ભાર. અમારી પાસેય ક્યાં નથી?"

પછી કંઇ જમવામાં બાકી રહે? બાથં બાથી. કાપં કાપા. મારં મારા. દેવ શસ્ત્ર મારે તો દાનવ એક મોટું ઝાડ જ ઉપાડીને ઠોકી દે. દેવ અસ્ત્ર મારે તો દાનવ મોટો પર્વત ઉપાડી પાતાળમાં જ ચાંપી દે.

આખરે આ લડાઇમાં દાનવ જીત્યા, દેવ નાઠા.

દેવ નાસતા નાસતા જાય છે. સાબરમતી નદી છે. ચંદ્રભાગા એક લીસોટા જેવી—સાપોલિયા જેવી નદી છે. જરાક ચાલે ને સાબરમતીમાં સમાઇ જાય. ત્યાં દેવ આવી પહોંચ્યા.

દધીચિ અહીં બેઠા તપ કરે. સાથે એમનાં પત્ની રહે. તેમનું નામ સુવર્ચા.

દેવોના જીવ તો જાણે ચપટીમાં છે. આ વેળા દાનવે દેવોને એવા લગાવેલા, કે જ્યાં ત્યાં દાનવને જૂએ છે. દધીચિને જોયા, કે અસ્ત્ર—શસ્ત્ર તેમના પગ આગળ મૂકી દેવો પાછા નાસવા લાગ્યા. આમ ગયા, તેમ ગયા, આકાશમાં ગયા, પાતાળમાં ગયા, જ્યાં જગા મળી ત્યાં ભરાઇ ગયા.

દધીચિ તો ભારે તપેશરી. એમને વાડી ન જોઇએ, વજીફો ન જોઇએ, રાજ ન જોઇએ, પાટ ન જોઇએ, મહેલ ન જોઇએ, મહેલાત ન જોઇએ. તેમને વહાલું માત્ર એક સત્ય. ચોર આવ્યો હોય તો કહે "લે, ભાઇ આ લંગોટી. તું એ પહેરજે." એવા માયાળુ કે વાઘ, સિંહ તેમની આંખો જોઇ ઢીલાઢસ થઇ જાય, અને પૂંછડી પટપટાવતા દધીચિ પાસે આવી પગ ચાટે. આમ તો નાનો એવો નોળિયો સાપના કટકા કરી નાખે. પણ અહીં તો નોળિયો અને સાપ ભાઇબંધ થઇ જાય. એક બીજા જોડે રમે ને ગેલ ઉડાવે

આવા દધીચિને અસ્ત્રશસ્ત્ર શા કામનાં? તેઓ તો અસ્ત્રશસ્ત્રને પાણી છાંટી પી ગયા.

૨

થોડા વખત પછી દેવો ભેગા થયા. મનમાં હિંમત આણી અને ઠરાવ કર્યો, "ચાલો, દાનવ દળીએ."

એ તો દધીચિના મઠમાં. પણ હથિયાર ક્યાં? "ઋષિજી, ઋષિજી, અમારાં હથિયાર આપો."

દધીચિ કહે, "એ તો હું પાણી છાંટી પી ગયો."

દેવો કહે, "પણ તે જોઈએ ને? અમારાથી લડાય કેમ? તમારા શરીરનાં હાડકાં આપો તો તેનાં હથિયાર કરી લઈશું."

દધીચિ કહે, "સાચી વાત. હું સમાધિ લઉં. કામધેનુ ગાય લાવજો, તે મારાં હાડ ઉતારી દેશે."

દધીચિએ સમાધિ લીધી. કામધેનુ આવી, ને હાડકાં દેવને સોંપી દીધાં. દેવો રાજી થયા અને હાડકાંનું વજ્ર બનાવ્યું. આમ દેવોના હાથમાં જ્યાં દધીચિના હાડનું વજ્ર હોય ત્યાં દાનવના ભાર શા?

દધીચિએ જ્યાં સમાધિ લીધી ત્યાં કામધેનુએ પછી પોતાના દૂધથી સમાધિને નવરાવી.

લોકોએ અહીં મહાદેવનું મંદિર ચણ્યું. માંહ્ય શિવજીનાં થાનક થયાં. સૌ તેને દૂધેશ્વર કહે છે. ગાંધીજીના આશ્રમની તે પાસે છે.

૪

## ભગવાન બુદ્ધ

વૈશાખી પૂનમે બુદ્ધ ભગવાનની જયંતી આવી અને ગઇ. એમને નિર્વાણ પામ્યાને અઢી હજાર વર્ષો વહી ગયાં.

હિંદ તો દેવભૂમિ છે. એની કૂખે રામ થયા, કૃષ્ણ થયા, મહાવીર થયા, ને આ બુદ્ધ પણ થયા. પ્રજાનાં પાપ ધરતીમા સહન ના કરી શકે, ગાય અને સરસ્વતી અવળી પૂજાય, પ્રાણીજન દુઃખના દવમાં બળયાં બળયાં થાય, ત્યારે દેવપુરુષનાં પગલાં થાય. મહાન પ્રજાસંઘના પ્રાણ ઉછાળા મારે. એવો આ બુદ્ધ ભગવાનને અવતાર.

કપિલવસ્તુ નામે એક શહેર. એને શુદ્ધાદન નામે રાજા. માયાવતી એની પટરાણી. ઉતરતી વયે પટરાણીની કૂખે રતન સાંપડયું.

રાજજોષીએ ઘડી માંડી. ચક્રવર્તી રાજાના નહિ પણ ધર્મચક્રના જોષ જોયા, મોટા મહા-

ત્માનાં લક્ષણ જોયાં. એનાથી રોઇ જવાયું. રાજા પૂછે, 'મહારાજ, સાચું હોય તે કહો.' જોષીએ સાચું કહ્યું. પુત્રનું નામ સિદ્ધાર્થ પાડયું.

રાજાના મનોરથ કુંવરને રાજા બનાવવાના છે. એણે તો એની આગળપાછળ ભોગવિલાસના કિલ્લા કર્યા, રૂપવતી કન્યા સાથે લગ્ન કર્યાં. ઠામઠામથી મહેલમહોલાત શણગાર્યાં, પાણી માગતાં દૂધ મળે એવી સોઇ કરી. પણ વિધિના લેખ મિથ્યા થાય?

સિદ્ધાર્થ તો વિલાસી કિલ્લાઓ તોડી બહાર આવે છે. રોગી અને દુઃખીનાં દર્શન રાજકુમારને થાય છે. હોલો માખીને ખાય, અને બાજ હોલાને ખાય, એ જગતનો અવળો ન્યાય પારખી લે છે. જીવન પછી સૌને માટે મૃત્યુ છે, એ એને સમજાયું.

ભોગવિલાસના કિલ્લા કુમાર તોડે છે. સ્નેહાળ પત્ની અને બાળકનો કાળી રાતે ત્યાગ કરે છે. તેમને માટે ઘૂમતો રાજર્ષિ છ વર્ષનાં તપ તપે છે. અંતે બોધિવૃક્ષની છાયામાં એને અજવાળાં લાધે છે, જગતના કલ્યાણનો માર્ગ હાથ

આવે છે. હવે એ પ્રેમ ને અહિંસાના સંદેશ સૂણાવવા દેશપ્રદેશ ટહેલ નાખે છે.

ભગવાન બુદ્ધના આદેશ આ રહ્યા:

(૧) હિંસા ન કરો ને નાનામાં નાના જંતુને બચાવો.

(૨) ચોરી ન કરો એટલું જ નહિ, પણ કોઇની મજુરીનું ફળ ખાઇ ન જાઓ.

(૩) સ્વચ્છ બનો. શરીર, મન અને આત્મા એથી ઉજળાં થશે.

(૪) નિંદા ન કરો. લોભ ન કરો. અને કંઇ છૂપું રાખો નહિ.

(૫) ખૂબ વિદ્યા ભણો. ત્યાગથી જીવનને જીતો.

જીવનમાં આટલું કરો તો નિર્વાણ વા મોક્ષ પામી શકાય.

આ રાજબીજનાં તપ વધ્યાં, ઘણાના જીવ-નમાં અજવાળાં થયાં. રાજમહારાજા એના સંઘમાં ભળ્યા. શેઠનોકર ધર્મને શરણ થયા. સાધુઅ-

સાધુ બુદ્ધને શરણે આવ્યા. ખુદ એમનાં પત્ની પણ સાધ્વી થયાં.

ગોમતીનો દીકરો મરી ગયો. પ્રાણ જેવો વહાલો. એકનો એક દીકરો. દીકરાનું શબ લઇ એને સજીવન કરાવવા ફરવા લાગી. ગામેગામ ફરી. છેવટે બુદ્ધને શરણે ગઇ. બુદ્ધે કહ્યું, 'ઠીક. એક મૂઠી રાઇ લઇ આવ. જેને ઘેર કોઇ મરી ગયું ના હોય એ ઘેરથી લાવજે.'

પુત્રઘેલી ગોમતી શેરીએ શેરીએ ભટકી, ઘેરઘેર રડતી રડતી ભટકી. પણ બધાય કહે, 'રાઇ તો મૂઠી બદલે ગાડાં ભરી આપીએ. પણ અમારા ઘરમાં તો કેટલાંયે મરી ગયાં છે.'

થાકીને રાત્રિના અંધારામાં વિચારતી બેઠી. ખોળામાં દીકરાનું શબ પડયું છે. વિચારતાં એને જ્ઞાન થાય છે. 'મૃત્યુ દરેકને છે. શોક એ અજ્ઞાનનું પરિણામ છે. માટે ચાલ જઇ અગ્નિ-દાહ દઉં.'

બુદ્ધ ભગવાને એને ઉપદેશ આપ્યો અને એ સંઘને શરણે ગઇ.

બુદ્ધને કોઇ શત્રુ ન હતું. સૌ મિત્રો હતા. એમણે પાખંડનો નાશ કર્યો. હોમમાં પશુ

વગેરે હોમવાનાં બંધ થયાં. અહિંસા, ધર્મ તરીકે સ્વીકારાયો. બધા માણસો ગરીબોને સરખા ગણવા લાગ્યા. ચંડાળના હાથનાં પાણી ભિક્ષુઓએ પીધાં. એમના ઉપદેશથી મોટા વિહારો બંધાયા. મોટી મોટી શાળા મહાશાળાઓ ઉભી થઈ. કળાના પાઠ મળ્યા. ગરીબ પૈસાદાર સૌને એનો લાભ મળ્યો. એમના શિષ્યોએ હિંદના સીમાડા ઓળંગી ચીન, જાપાન અને લંકામાં પ્રેમ અને અહિંસાના સંદેશ ફેલાવ્યા. આજે પણ બૌદ્ધધર્મ ત્યાં પળાય છે.

એંશી વર્ષનાં આયુષ્ય આ તપસ્વીએ ભોગવ્યાં. સદાચારી અને સંયમી જીવનવાળા લાંબો આવરદા ભોગવે છે.

આજે અઢી હજાર વર્ષે પણ એ ત્યાગી મહાત્માનાં સંભારણાં સંભારી બોધ લેવાના છે. રાજા થવા કરતાં સાધુ થવું, સંયમી થવું, મનના મેલ ધોઇ પવિત્ર થવું, બીજાને ઉપયોગી થવું, પાખંડનો નાશ કરવો, સત્યનો સાથ કરવો, એ એમના જીવનમાંથી શીખવાનું છે.

## ૫

## દયા ને દાન

તુરીરી બગદાદનો બાદશાહ હતો. એ અતિ ધનવાન હતો. તેમ મહા ભારે વિદ્વાન હતો.

એના મહેલમાં સોનારૂપા ને હીરામાણેકનાં વૃક્ષ ને વેલો, ફળ ને ફૂલ કોરેલાં હતાં. એના બાગબગીચાનાં વૃક્ષ ને વેલો, ફળ ને ફૂલ સોના-રૂપા ને હીરામાણેકનાં બનેલાં લાગતાં.

એના મહેલમાં અસંખ્ય રૂપવાન બાંદીઓ રહેતી. એમના રૂપ આગળ કુળ કે ગુણની એ ગણના કરતો નહિ.

એના દરબારમાં અસંખ્ય કવિઓ રહેતા. મરજીમાં આવે ત્યારે એ કાવ્યો ગાતા ને રચતા. પછી એ ઉમદા સંગીતથી ભરપૂર હોય કે નમાલી કલ્પનાવાળાં મામુલી હોય, તોપણ એમના અમનચમનમાં એ વધારો ઘટાડો કરતો નહિ.

એની મજલિસોમાં અનેક ફિલસૂફો આવતા. કાં તો એ ઇશ્વર ને દુનિયાની ઉત્પત્તિના કોયડા ઉકેલતા, કે કાં તો એ પરસ્પર પ્રશંસા કરતા, તેની એને પરવા ન હતી.

( ૨ )

એક દિવસ બાદશાહ બગદાદ શહેરમાં ફરવા નીકળ્યો.

બજારમાં નારંગી અને દ્રાક્ષ, ખજુર ને આલુના ઢગ જીભને લોભાવી રહ્યા હતા. માળીઓને ત્યાં ગુલાબ ને મોગરો બહેકી રહ્યો હતો. કાપડિયાના હાટમાં મખમલ ને સાટીન, હીર ને ચીર, કસબ ને ભરત આંખને આકર્ષી રહ્યાં હતાં. અત્તારિયાની દુકાનોમાં કેવડો ને ગુલાબ, હીરા ને મેંદી મઘમઘી રહ્યાં હતાં. નગરના ચોક વચ્ચે ફુવારા મંદમંદ ઉડી રહ્યા હતા.

ફળફૂલના મઘમઘાટ, ને કપડાંના વિધવિધ ભાતીગળ રંગો જીભ, નાક અને આંખને લોભાવી રહ્યા હતા. બાદશાહને એના વૃદ્ધ શરીરમાં નવચેતન ફૂટતું લાગ્યું. એને એની જુવાનીના આનંદદાયક દિવસો યાદ આવ્યા.

દુઃખ બધું ઓસરી જતું લાગ્યું. 'દુનિયાને આ જિંદગી બધી સુખ ને આનંદથી પૂર્ણ છે,' એવા વિચારો એના મનમાં ઘોળાવા લાગ્યા.

એ મોટેથી બોલી ઉઠયો, 'શી સુંદરતા! શું સુખ! શો આનંદ!'

( ૩ )

એટલામાં એને એક પાંચ વરસની બાળા મળી. ખૂબસુરત ને ગુલાબી ગાલવાળી, નાનુંશું સ્વચ્છ ઝભલું પહેરીને આમતેમ રમતી રમતી જતી હતી. અંગૂઠો ધાવતા મોં ઉપર સોનેરી વાળનાં ઝુલફાં સરી પડતાં હતાં, તેમાંથી એણે બાદશાહ સામે જોયું. બાદશાહની લાંબી સફેદ દાઢી જોઇને એ સહેજ ઉભી રહી.

બાદશાહ પણ થોભ્યો ને નીચો વળ્યો. બાળાને હાથમાં લઇને છાતી સરસી ચાંપી ને બે બચી કરી. પછી એના નાજુક હાથમાં સોનાની બે અશરફીઓ મૂકીને એ આગળ ચાલ્યો.

થોડે દૂર બાદશાહને એક દસ વરસનો બાળક મળ્યો. ગંદો ને ગોબરો, ચીંથરેહાલ ને સૂક-

લકડી. એના નાકમાંથી શેડા જતા હતા. આંખો જાણે નિસ્તેજ હતી.

બાદશાહને જોઇને બાળકે એનો હાથ લંબાવ્યો, ને તીણા અવાજે પોપટ પઢી જાય તે રીતે એક બેત બોલીને કહેવા લાગ્યો, 'જનાબ, મારી મા માંદી છે. મારે સાત નાનાં ભાઇબહેન છે, ને અમે સૌ ત્રણ દિવસનાં ઉપવાસી છીએ.'

બાદશાહને સૂગ તો ચઢી, પણ એક અશરફી આપીને ચાલતો થયો.

વીસેક ડગલાં ભર્યાં નહિ હોય, ત્યાં તો સામેથી એક બુઢ્ઢો ભિખારી આવતો દેખાયો. એની મૂછો ને દાઢી બધી પીળી પડી ગઇ હતી. હાથમાં લાકડી હતી, પણ હાથ બધો ધ્રૂજતો હતો. પગલાં પણ આડાં અવળાં પડતાં હતાં. ઘોઘરા અવાજે ડચકિયાં ખાતાં ખાતાં એણે કહ્યું. 'ગરીબ પર દયા કરો. અલ્લા તમારું ભલું કરશે.'

એના શ્વાસમાંથી દારૂની ગંધ આવતી હતી એટલે બાદશાહે લાંબે હાથે એક રૂપિયો આપ્યો તે ભોંય પડી ગયો. ભિખારીએ દુ:ખના ઊંહ-

કાર ભરતાં ભરતાં નીચા વળીને એ લઇ લીધો.

બે ચાર ક્ષણ પછી બાદશાહને એક સ્ત્રી મળી. એ જુવાન હશે કે વૃદ્ધ તે એના દેખાવ પરથી કહેવું મુશ્કેલ હતું. એના ખભા પર ત્રણેક મહિનાનું નાનું બાળક નાખેલું હતું. બચ્ચાનું શરીર બધું ગડગુમડાંમાંથી તરી આવતા પાચ ને પરૂથી ફદફદી ગયું લાગતું. રસ્તાની ધૂળ માદીકરીના પર ચોંટી હતી. સ્ત્રી એટલી બધી ખૂંધી વળી ગઇ હતી કે ઘણા પ્રયત્ન છતાં પણ બાદશાહ એની આંખો જોઇ શકયો નહિ. બાદશાહની પાછળ ધીમા અવાજે માગતી માગતી એ કયાંય સુધી ચાલી.

તિરસ્કારથી નહિ પણ ચીડાઇને બાદશાહ આગળ વધ્યો. દુ:ખના અવતાર સમી એ સ્ત્રી બાદશાહની પાછળ પાછળ આવતી હતી. એ જોઇને ગજવામાંની કોથળીમાંથી સોના કે રૂપા-નાણું નહિ જડવાથી બાદશાહે એના તરફ થોડા તાંબિયા ફેંકયા.

પચાસેક ડગલાં દૂર બાદશાહે એક અપંગ મનુષ્ય જોયો. એને હાથ ને પગ બેઉ ન હતા.

ભીંતને અઢેલીને બેઠેલો એ મનુષ્ય મોટા સાદે ફીરદોસીનું કરૂણરસ ભરેલું એક ગીત ગાતો હતો. ગાવામાં રાગ કે તાલનું ઠેકાણું ન હતું.

બાદશાહ ઉભો રહ્યો, પણ આ માણસ પાછળ આવી શકે એમ ન હોવાથી, એને જાણે જોયો નથી, એવો ડોળ કરીને આગળ વધ્યો.

બાદશાહ આગળ તો વધ્યો, પણ આ બધાં દશ્યોથી એના જીવનનાં સુખ ને આનંદ ઓસરી જતાં લાગ્યાં.

મોંટેથી એ બોલી ઉઠ્યો, 'અહા શું દુઃખ! શી કુરૂપતા!'

મહેલમાં પહોંચ્યા પછી બાદશાહે વજીરને બોલાવીને નિશાનીઓ આપીને કહ્યું: 'વજીર, એ રાજમાર્ગ પર જાઓ. ત્યાં બેઠેલા વૃદ્ધ ભિખારીને એક સોનૈયો, બાળક ધવડાવતી માતાને બે સોનૈયા, ને અપંગ ભિક્ષુકને ત્રણ સોનૈયા આપજો.'

( ૪ )

ત્યાર પછી જ્યારે જ્યારે બાદશાહ બહાર નીકળતો ત્યારે એક નોકર એની આગળ ને

બીજો એની પાછળ ચાલતો. બધાં ગરીબગુરબાંને એ દાન કરતા, ને બાદશાહ એમને ન જોઇ શકે એટલે દૂર રાખતા.

આસ્તે આસ્તે બાદશાહ મોટો દાનેશરી કહેવાવા લાગ્યો. એણે બગદાદમાંથી ગરીબાઇને નિર્મૂળ કરવાની પ્રતિજ્ઞા લીધી હોય એવું લાગતું. દરરોજ એના મહેલના મોટા દરવાજા આગળ ધન ને ધાન્યનાં સદાવ્રત અપાતાં. પછી તો એણે અપંગ ને અશક્ત માટે, સ્ત્રી—વૃદ્ધ—બાળકો માટે અનાથાલયો ખોલ્યાં.

એમ એણે કેટલીયે દોલત વાપરી નાખી. રાજદરબારનો ઠાઠ ઓછો કર્યો. આખા મહેલમાં એક જ બાંદી રાખી, એક જ અણઘડ કવિ રાખ્યો, એક જ આળસુ ફિલસૂફ સિવાયના બીજા બધાને રજા આપી.

જ્યારે એની સમક્ષ કોઇ દરબારી ઢોંગી ને લુચ્ચા ભિખારીની વાતો કરતો ત્યારે બાદશાહ કહેતો. 'મારી આસપાસ અશાંતિનું ઝેર ન ફેલાવશો. મને એ ઢોંગ ને જૂઠાણાંમાંથી સત્ય શોધવાની ફુરસદ નથી.'

બાદશાહ કદીએ સદાવ્રત કે અનાથાલયો તરફ દૃષ્ટિપાત કરતો નહિ. એક દિવસ એ શહેરમાં ફરતો હતો ત્યાં એની ચારેકોર ગરીબોનું ટોળું વીંટાઇ વળ્યું. કોઇએ એના ચરણની રજ લીધી. કોઇએ એના આશીર્વાદ માગ્યા. કોઇએ એનાં ઓવારણાં લીધાં. પણ બાદશાહને એ ન ગમ્યું, ને ચીડાઇને ત્યાંથી નાસી છૂટ્યો.

લોકો એને પરદુ:ખભંજન, પતિતઉધ્ધારણ, દીનદયાળ, અલ્લાનો બંદો વગેરે કંઇ કંઇ વિશેષણો લગાડતા. પણ એ બધાંથી એ ગભરાતો.

મૃત્યુ સમીપ આવતાં એણે બાકી રહેલા કવિ ને ફિલસૂફને દૂર રાખીને સોળ વરસની હુરી સમાન બાંદીને પોતાને પડખે બેસાડી, ને પછી એ મૃત્યુની અખંડ ને નીરવ શાંત નિદ્રામાં પોઢી ગયો.

હજારો બલ્કે લાખો માણસો એના જતે રોયાં. મહા મોટી માનવ મેદનીએ એને આખરે કબ્રસ્તાન તરફ વળાવવામાં ભાગ લીધો.

( ૫ )

સ્થળ અને કાળ પણ જેને કંઇ ન કરી

શકે એવા ઓરમઝની સમીપ ન્યાય માટે એનો આત્મા પહોંચી ગયો.

ઓરમઝે એને પૂછ્યું, 'ધરતીપર તેં શું કર્યું? તારાં સદ્કૃત્યો શાં છે, હે માનવી!'

નમ્રતાથી બાદશાહ બોલ્યો: 'મનુષ્ય હોવાથી મારી શક્તિઓ સંકુચિત હતી. એક બાજુ મેં સુંદર કાવ્યો ને સંગીતમાં, ઉમદા અત્તર ને રંગોમાં આનંદ માણ્યો છે. તો બીજા પક્ષે મેં મારે ખર્ચે અનાથાલયો ને સદાવ્રતો બંધાવ્યાં છે. મારી મિલ્કતના નવ ભાગ લોકસેવાર્થે વાપરી, ફક્ત દસમો ભાગ મારા અંગત ભોગવિલાસમાં વાપર્યો છે.'

'સાચી વાત,' ઓરમઝ બોલ્યા. તું દુષ્ટાત્મા નથી. એ પણ સત્ય છે કે ઘણી વાર તું દયા-ભાવથી પ્રેરાયો છે. પણ તોયે આ વખત સ્વર્ગમાં પેસવાનો તને અધિકાર નથી. પ્રાયશ્ચિત કરવા તારે દુનિયામાં ફરી બીજો અવતાર લેવો પડશે.'

બાદશાહને ખૂબ નવાઇ લાગી ને પૂછવા લાગ્યો, 'પણ મારે વળી પ્રાયશ્ચિત કેવું?'

'અંતરાત્મા બોલ ને તારી જાતને બરાબર ઓળખ. ગરીબોને દાન કરતી વખતે તારો શો આશય હતો? પેલો વૃદ્ધ ભિખારી, પેલી મડદા સમાન માતા, ને પેલો અપંગ માણસ તને મળ્યાં, તે દિવસે તે સમયે તારા અંતરમાં કયી લાગણીઓ હતી?'

'માનવજાતના દુઃખથી પ્રેરિત અનહદ દયાની.'

'તું અસત્ય બોલે છે,' ઓરમઝે ચોકખી રીતે જણાવ્યું. પહેલવહેલું તો એમના દર્શનથી તને આઘાત લાગેલો. એ દૃશ્યોથી તને દુઃખ ને ગરીબાઇની હયાતીનું ભાન બહુ કઠોરતાથી થયું. એમનાં બેડોળ અંગો ને અસ્વચ્છતાને લીધે તારી આંખોને વળી બીજો આઘાત લાગ્યો. એમની અવિરત પ્રાર્થના તને પસંદ ન પડી. તિરસ્કારથી તેં એમને દાન કર્યું. એમના તરફ તને એટલો બધો તિરસ્કાર વ્યાપી ગયો હતો કે એમના આભારના બે બોલ પણ તું ધીરજથી સાંભળી ન શકયો. એમના આશીર્વાદની જડતાથી તું અકળાયો. જિંદગીને અપમાનિત કરનાર ને દુનિયાના સર્વ રોગ ને દુર્ગુણનું મૂળ ગરીબાઇને દૂર કરવાનો તેં પ્રયત્ન કર્યો એ સત્ય, પણ

**તારા એ દાન પાછળ તિરસ્કારની ભાવના હતી.**

'મેં કદીયે ગરીબોને તિરસ્કાર્યાં નથી. મેં તો દુઃખને, પાપને અને આપના શાશ્વત શત્રુ આહીરમાનને ધિક્કાર્યો હતો.'

'આહીરમાનને ને? આહીરમાન પણ હું જ છું ને?'

'આપ જ આહીરમાન?'

'હા, હું જ આહીરમાન, કારણ હું ઓરમજ છું. અસત્યમાંથી સત્ય જન્મે છે, અંધકારમાંથી પ્રકાશ ને અવગુણમાંથી સદ્‌ગુણ પ્રકટે છે.'

'એ જ આપની ઉત્તમ કૃતિ, પ્રભુ!'

'હા, અવગુણ વહ્યો જશે. એની હસ્તી સુખ ને સદ્‌ગુણની ઉત્પત્તિ અર્થે જ છે. જ્યારે આ દુનિયાનો નાશ થશે, જ્યારે સર્વ ન્યાયી આત્મા મારામાં વિલીન થઈ જશે, ત્યારે અવગુણ ને દુઃખનો અંત આવશે.'

'તમારી વાત સાચી છે, પ્રભુ. પણ મારું શું? એ નમાલાં મનુષ્યોને જોઈને મારામાં કયી વૃત્તિ જાગે? ને એમને દુઃખમાંથી મુક્ત કરવા સિવાય બીજી મારી શી ફરજ હતી?'

'એ શીખવા માટેજ હું તને ફરી પાછો મૃત્યુ લોકમાં મોકલું છું.'

'પણ પ્રભો...........

બાદશાહ પૂરૂં બોલી ન શકયો.

( ૬ )

ગરીબ કારીગર માબાપને પેટે તુરીરી બાદ-શાહનો જન્મ થયો. અહીં એનું નામ તીરીરુ પડયું.

તીરીરુને પેટપૂરતું ખાવાના સાંસા હતા. દિવસમાં કેટલીયે વાર એને માર પડતો. મહા મહેનતે ધંધો શીખ્યો. ત્યારે સંસારની જાળમાં ફસાયો. ઘણીવાર કામ ન મળતું. એની સ્ત્રી ને બે બાળકો ગરીબીના દુઃખથી મરી ગયાં. એક દિવસ ઊંચી પાલખ પર ચડી કામ કરતો હતો ત્યાંથી પગ લથડ્યો તે ભોંય પડ્યો. બેઉ પગ ભાગી ગયા. એક હાથ લકવે રહી ગયો, બીજા હાથમાં મોટો ઘા પડ્યો. હવે એનામાં અહંકાર કે સુઘડતા જેવું કંઇ રહ્યું ન હતું.

હવે ભીખ વિના બીજો આરો ન હતો. તીરીરુને ભીખ માગતાં આવડે નહિ. વળી

પાછી શરમ આવે. માગવામાં સતત ઉત્સાહ ટકે નહિ. એટલે ભાગ્યે જ કંઇ મળતું. ધીમે ધીમે હાથ લંબાવવાની ક્રિયા એ સાધી શક્યો, તો ભૂખે મરી ન જાય એટલું થોડું ખાવાનું મળતું. સગુંવહાલું કોઇ હતું નહિ. એટલે કોઇ વાર થોડા વધારે પૈસા મળે તો દારૂ ઢીંચીને પડી રહેતો.

પાસે ઝુંપડીમાં રહેતી એક છોકરી એના પર દયા રાખતી. રોજ સવારમાં એ તીરીરુનો ઘા તપાસવા આવતી. ઘા ધોઇ કરી પથારી સાફ કરતી, પછી રાબ કે રોટલો બનાવી દેતી. છેલ્લે કપડાં ધોઇ નાખતી.

એ કંઇ રૂપાળી ન હતી, પણ એની આંખોમાંથી જાણે પ્રેમ ને દયાના ઝરા વહેતા હતા. રોજ સવાર થાય ને તીરીરુ એની વાટ જોતો બારણા સામે મીટ માંડી રાખતો.

એક દિવસ કોઇ શેઠે તિરસ્કારથી એના તરફ સોનૈયો નાખ્યો. તે જ ક્ષણે પરમાત્માની કૃપાથી એને પૂર્વજન્મની વાતો સાંભરી આવી. હવે એને સમજાયું કે ઓરમઝે એને શા માટે સજા કરી હતી. પૂર્વાશ્રમમાં એણે બાદશાહને

રૂપે દુખિયાંનાં દુઃખ ટાળ્યાં હતાં, પણ એમની ગરીબાઇ ને ગંદકીને લીધે એને ત્રાસ થતો હતો. હવે એને સમજાયું કે એ ગરીબાઇ ને એના પરિણામરૂપ અસ્વચ્છતા માટે ગરીબો જવાબદાર ન હતાં.

બીજે દિવસે પેલી છોકરી આવી, ત્યારે તીરીરુએ એને ધારી ધારીને જોઇ. એણે તીરીરુનો ઘા ધોયો, ત્યારે સહેજ પણ તિરસ્કાર, ઘૃણા વા થાકને લીધે એનો હાથ અસ્થિર બનતો ન હતો. એની પ્રત્યેક હીલચાલમાં શાંતિ ને શાન્ત પ્રેમ તરી આવતો જણાતો. જો કે આજકાલ કરતાં ઘણા સમયથી તીરીરુનું રૂપ ઘણું જ ભયંકર ને બીહામણું બની ગયું હતું. તીરીરુને એ બાળા સંત લાગી.

પાટો બાંધીને એ ઉભી થતી હતી ત્યારે તીરીરુએ માયાથી એનો હાથ દબાવી આભાર માન્યો. ને ઓરમઝે એજ રાતે તીરીરુને પોતાની સમક્ષ બોલાવી લીધો.

(૭)

'તને શું જ્ઞાન થયું?' બાદશાહ ને તીરીરુના આત્માને ઓરમઝે પૂછયું.

'આટલું, પ્રભો: ગરીબોની સેવા કરવા માટે ગરીબ બનીને, એમના આત્મામાં પ્રવેશ કરવો જોઇએ. અહંભાવ કે સ્વભાવની જડતાને લીધે એમની ગરીબાઇને ધિક્કારવી તે યોગ્ય નથી. એમનામાં જો બધે અસંતોષ ને ક્રોધ ભભૂકી ઉઠયો તો ધનિકો ઘાસના તણુખલાની માફક ભસ્મ થઇ જવાના. એમની અંદર રહેલી ઉદારતા ને સ્વમાનની લાગણીની શોધ કરો. આપણા પર દુઃખો પડતાં આપણે નસીબ આધીન થઇ સહન કરીએ છીએ, તેમ એમનાં દુઃખો જોઇ એમને નસીબ આધીન બેસી રહેવાનું ન કહેતાં નમ્રતાથી એ દૂર કરવા પ્રયત્નશીલ થવું. એમની મદદે ધાતી વખતે ગરીબાઇ સામે બળવો કરવાની જરૂર નથી, પણ એને એક કુદરતની ચીજ ગણો. સુંદરતા ઉત્પન્ન કરવી એ જ કંઇ દુનિયાનો આશય નથી પણ સત્ય, કલ્યાણકારી અને સુંદરતાની મૂર્તિ ઉત્પન્ન કરવાનો આશય છે.'



## ૬

## વીણાનો મૃગ

એક વીણા હતી. એક મૃગ હતો.

વીણાને મન શું મૃગલો! મૃગને મન શું વીણા!

વીણા વસ્તીમાં હતી. મૃગ વનમાં હતો.

વીણાને એક બાળા રમાડે. મૃગને વીણાના સૂર નચાવે.

બાળા મહેલમાં રહેતી. તેનો બાપ રાજા હતો. ઘરે મોટું રાજપાટ હતું. મહેલ હતો, મહોલાત હતી. મહેલને ફરતો એવો બગીચો હતો. બગીચાને ફરતી ભીંત હતી.

મૃગ વનમાં ભમતો, જંગલે જંગલે ભટકતો, ઝાડીએ ઝાડી ખૂંદી વળતો. સરોવરનાં પાણી પીતો, મીઠી કૂળી ધરો ચરી ખાતો. વનને ન હતી વાડ, કે ન હતી આડી દિવાલ. મૃગ ફાવે ત્યાં ફરતો હરતો.

બાળાના બગીચામાં એક આસોપાલવનું ઝાડ હતું. મોટું ને ઘટાદાર. ઝાડની ડાળે ડાળે કોયલ બોલતી. ને પાંદડે પાંદડે પોપટ પઢતા. કોઇ કોઇવાર ત્યાં મોરલો આવી 'મેઆઓ' કરી ગાજી જતો. આ ઝાડની એક ડાળે હિંચકો લટકે. બાળાને એક વહાલો હીંચકો અને બીજી વહાલી વીણા.

સવાર થાય: ઉગમણો સૂરજ ઉગ્યો હોય ન ઉગ્યો હોય, માળામાંથી પંખીલોક નીકળ્યું હોય ન નીકળ્યું હોય, ઠંડા પવન આવતા હોય ન આવતા હોય, ત્યાં આ બાળા હિંચકે ઝૂલે, પેલી વીણા લે, ને તુમ્‌તુમ્ તુમ્ ચલાવે. તેની આંગળીઓ વીણાના તાર ઉપર નાચી રહે. તેની આંખો ભાવમાં ડૂબી જાય, શરીર આખું મસ્ત બને.

વીણા ચાલતી હોય ત્યારે પંખીલોક બોલે નહિ, કોયલ ટહુકે નહિ, પોપટ પઢે નહિ, મોરલો ગાજે નહિ. ફુવારામાં રમતી લાલપીળી માછલી તરતી બંધ થઇ જાય. પવન પણ થંભી જાય, ઝાડનું પાંદડુયે ન હાલે. માત્ર એક વીણા વાગ્યે જાય. તુમ્ તુમ્ તુમ્.

વનમાં રહેતો મૃગ વીણાનો ભારે રસિયો. તેણે વનમાં સાંભળ્યું, તુમ્‌તુમ્ તુમ્‌તુમ્.

એ તો દોડતો કૂદતો ચાલ્યો, મોટી મોટી ફાળે ચાલ્યો, શીંગડી ઉછાળતો ચાલ્યો, ચારે પગે ચાલ્યો. બગીચા ને ફરતી પેલી ભીંત આવી, તે ઝટ કૂદી ગયો.

હિંચકે ઝૂલતી બાળા જ્યાં ગાય છે, ત્યાં બેસી ગયો. કાન માંડીને સાંભળવા લાગ્યો. ત્યાં તો સંભળાય માત્ર વીણાના સૂર: તુમ્ તુમ્ તુમ્.

આમ મૃગને વીણાની દોસ્તી થઇ. બાળા સાથે પ્રીત બંધાઇ. વીણા બંધ થાય, આંગળીઓ નાચતી બંધ થાય, બાળા ઝૂલેથી ઘરમાં જાય, ત્યારે આ મૃગ પણ ફાળે ફાળે વનમાં જાય.

પછી રોજ રોજ મૃગ આવે, વીણા સાંભળે ને વનમાં પાછો જાય.

એક દિવસ બાળાએ વીણા છેડી. મૃગ દોડતો દોડતો આવ્યો, હાંફતો હાંફતો આવ્યો, મોટી ફાળે કૂદતો કૂદતો આવ્યો.

વીણાના સૂર સરતાં આંગળીઓ સરસર તાર ઉપર નાચતી હતી. એ મૃગલો પણ નાચવા લાગ્યો.

ત્યાં આ શું થયું? સનનનન કંઇક અવાજ આવ્યો. મૃગલો કેમ તણાઇને ઝૂલા આગળ ઘસડાતો આવે છે? બાળાના પગ આગળ પડયો!

બાળા ચમકી ઉઠી. આમ જૂએ તો મૃગલો તરફડે છે! પેટમાં એક તીર ભોકાયું છે.

સનનનન કરતું આ તીર આવ્યું. પણ સૂરમાં લીન બાળા હતી, નાચમાં લીન મૃગલો હતો. બાળા જોતી હતી અને મૃગલો તરફડતો હતો, ઉંચું મોં કરી વીણાની તરફ જોતો હતો.

બાળા મૃગને ખોળામાં લેવા જાય, ત્યાં વીણા પડી ગઇ ને તુમડું ફૂટી ગયું. સાથે મૃગલાનો હંસલો ઉડી ગયો.

'કલાપી' નામે કવિ હતો, તેનાથી આ બધું જોવાઇ ગયું.

તે માત્ર એટલું બોલી શકયો, 'એક મૃગ હતો, એક વીણા હતી.'



૭

## ભલા લાલભાઈ

અમે ગામડેથી શહેરમાં નોકરી કરવા આવ્યા. અમારા નેસડામાં અમારું એક ખોરડું છે. એને ફરતી થોડી ખુલ્લી જમીન છે. અમારા બાપદાદાનું આ જૂનું ઘર.

શહેરમાં આવ્યા. મીલમાં રજા તો પડે નહિ કે પેલા નિશાળના મહેતાજીની માફક રવિવારે રવિવારે ગામડાની મિલ્કત અમે જોઇ આવીએ. રોજ આખો દિવસ મીલમાં કામ કરવાનું એટલે રવિવાર તો અમારો નદીએ નહાવાધોવાનો દિવસ: રવિવાર તો ખાધાખોરાકી ખરીદવાનો દિવસ: રવિવાર તો ચોકમાં જઇ કપડાં કે સોયદોરા ખરીદવાનો દિવસ: માંડ

સાંજ સુધીમાં એકાદ સગાને ત્યાં જઇ અવાય. અમારા આ જીવનમાંથી અમારું રાચરચીલું કે સામાન્ય જીવનની જરૂરિયાતો અમે સાચવી શકતા નહિ, તો ગામડાના આ ખોરડાની વાત જ શી કરવી.

પણ કાંઇ બાપદાદાનાં વતન છોડાય? લંકા સુધી જઇએ પણ ઘરની ઝુંપડી તે તો ઝુંપડી. એ છેલ્લો વિસામો, પણ આ ખોરડાનું કરવું કેમ?

અમારા નેસડામાં એક લાલભાઇ રહે. સાદા અને ભલા, ભગત અને સતિયા. એ આ નેસડામાં ઉપરી જેવા. નેસડામાં લગન થવાનાં હોય તો લાલભાઇ સાથે ફરે. ઘરનાં કપડાં લાવવાં હોય તો શહેરમાં સાથે આવે. અમે ખેતરમાં મજુરી કરવા જઇએ તો બાળબચ્ચાંની એ સંભાળ લે. તલાટી કે મુખીનો વેઠનો સંદેશો આવે તો તે વચ્ચે પડી સમજાવી દે. અમારા ઘરની નવીજૂની બધીએ વાતો એ જાણે.

એક દિવાળી ઉપર અમે ગામડે ગયેલા. લાલભાઇ અમારે ત્યાં આવીને કહે, ‘ભાઇ,

સુખેથી રહેજો. તમારા ખોરડાની તપાસ અમે રાખીશું. ભાડે આપીશું ને સજ કરવામાં વાપરીશું.'

અમે તો ખુશખુશ થઇ ગયા. અમારા નેસડાની વિગતો જાણી. નેસડાએ તો હવે પોતાનાં વાસણો કરાવ્યાં હતાં. પેલા આંબાવાડિયામાં એક નિશાળ બેસાડેલી. બૈરાં બપોરે રેંટિયા ચલાવે. આ બધાનું ખર્ચ નેસડો આપે. લગન થાય ત્યારે નેસડાફંડમાં રૂપિયો મળે. ખળે દાણા થાય ત્યારે તોલું અનાજ મળે. આમ નેસડાનું કામ ચાલે.

શહેરના જેટલી ગંદકી નહિ. ખુલ્લી હવા: લીલાં છાયાળાં ઝાડપાન: સુંદર તળાવ: રામજીનું મંદિર: વગેરે નેસડાની જાહેર સંસ્થાઓ. તે અમારા લાલભાઇ ચલાવે.

એમની ખાનદાનીય ભારે. રામનવમીનો ઉત્સવ થયો ત્યારે એમનાં વહુ માંદાં. પ્રસાદનો એવો રિવાજ કે હાજર હોય તેને પડીઓ ભરીને મળે. બધા કહે ' લાલભાઇ, તમે ઘરનાં માટે લઇ જાવ. માંદાં હોય તે કેમ આવે

પણ લાલભાઇએ ચોકખી નાજ પાડી. 'આજે આમ લઇ જાઉં તો પછી કાલે બધા માગે.'

ગઇ હોળીને બીજે દિવસે અમે ધૂળેટીના થાકયાપાકયા મીલમાં કામે જતાં આળસી ગયા. ત્યાં તો મીલમાંથી કાઢી મૂકયા. આ વર્ષે કંઇ બચેલું નહિ. બીજી મીલોમાં તજવીજ કરી પણ પત્તો ન ખાધો. મૂંઝાઇને 'લાવને ગામડે જઇ આવું' એમ થયું, અમે ગયાં. લાલભાઇએ ખબર અંતર પૂછી. માંડીને વાત કરી. એ તો ઘરમાં ગયા ને એક કાગળ અમારા હાથમાં મૂકયો.

'લો ભાઇ, આ તમારા ઘરના ભાડાનો હિસાબ. રૂા. ૧૦૦) જેટલા બચે છે. ધનાશેઠને ત્યાંથી ચાલો અપાવું. હવે કંઇક ઉદ્યમ કરો.'

અમારું હૈયું હસી પડયું. આંખો ઓશિયાળી બની. લાલભાઇને પગે પડી જવાયું. અમારા ગામડાનું આ મહાજન; મહાપંચ. એક લાલભાઇ ગામડાની કૂખે જન્મ્યા, અમારા એ દેવ થઇ પડયા.

## ૮

## દોલા ભગતનો લીમડો

અમે વારતહેવારે ગામડે જઈએ. વચમાં એક નદી આવે. નદીની ભેખડ ઉપર આ લીમડો. વટેમાર્ગુ આવે ને આ લીમડે થાક ઉતારે. એક ઘરડી બાઈ ત્યાં શીતળ પાણી પાય.

ઉનાળાના દહાડામાં નદીનો રેતવાળો પટ સૂરજના તાપથી ધકધક ધખી ગયો હોય. આંખ ઠારે એવું આસપાસ કંઈએ ન હોય. ત્યારે આ લીમડો આવતાજતા વટેમાર્ગુને છાયામાં છાઈ લે ને વહાલી માની ગરજ સારે.

લીમડા નીચે એક દહેરી. નાની ને બચુકડી. નાનો એવો ઘુમ્મટ, ને નાનાં નાનાં એમાં પગલાં. એ પગલાં તે ભલા દોલા ભગતનાં.

દોલા ભગત અમારા જૂના ગુરુ. એ તો જૂના જોગી. એમને ગામ ઓળખે, ગામેતર ઓળખે, આખો નદી કાંઠો ઓળખે.

ગામલોક શ્રાવણ માસના છેલ્લા સોમવારે આવે ને સામૈયું લઇ જાય. પાદુકાને ફૂલ ચઢાવે, ધૂપ ધરે, નાનકડો દીવો ય પ્રગટાવે.

સાથે કન્યાઓ હોય ને મોટી સ્ત્રીઓ ય હોય. પછી તો ત્યાં ગરબાની રમઝટ જામે.

તે સોમવારે ગામગામની પૂજા આ દહેરીએ ચઢે. કોઇ નાળિયેર મોકલે, કોઇ દીવો મોકલે, કોઇ ધજા મોકલે, તો કોઇ પાંચ નાળિયેરનું તોરણ મોકલે.

ઘરડાઓ હાથમાં હુકા લઇને ટોળે મળે ને મહીંમહીં વાતો કરે.

'દોલા ભગત નથી દેવ, નથી દાનવ, નથી ભૂત, નથી પિશાચ. નથી જતિ, નથી ભવૈયો. એ તો આપણા જેવા મનીખ. એમનું જીવ્યું પરમાણ. પરમેશ્વરમાં એમને ભારે આસ્થા. કેટલાય લોકનાં એમણે દુઃખ દૂર કરેલાં. આગ લાગે ત્યારે ભગત વાંશી ને દેગડું લઇ નીકળી

પડે. કાળી રાતે ચોર આવે તો દોલાભગત લાકડી લઈને મેદાને પડે. પેલી છોકરાં વિનાની, પીતરાઈ વિનાની, પતિયણ ડોસીને છાપરીમાં રાખી એની સેવાચાકરી ઉઠાવી. એમની ઝુંપડીએ ભૂખ્યાને અન્ન મળે, તરસ્યાને પાણી મળે, થાકચાને વિસામો મળે. એમની સલાહ પણ લાખ રૂપિયાની. કોઈની પાઈ લેવી નહિ ને દેવી નહિ. આ મહાદેવજીના વારે એમનું મરણ થયું. એ તો દેવ થઈ ગયા ને મહાદેવજીની પાસે ગયા.'

પેલી બાજુ ગામનાં છોકરાં ભેગાં થયાં છે. કોઈ લીમડાની ડાળે હીંચે. કોઈ આમળીપીપળી રમે. કોઈ નદીમાં નહાવા પડે.

પેલી બાજુ સ્ત્રીજન ગરબા ગાય:

'ધનધન દોલાભગતની દેહરી રે,
ધનધન એમના વાસ રે મહાદેવજી.'

સાંજ પડે સૌ આરતી લે, પ્રસાદ કરે, ને 'દોલા ભગતની જે' બોલાવતા ગામમાં પાછા વળે.

૯

## ત્રણ મુસાફરો

ત્રણ મુસાફરો હતા. એક દિવસ એ ધૂળિયા રસ્તે કંટાળેલા ચહેરે ઢસડાતા ઢસડાતા ચાલ્યા જતા હતા. દૂર દૂર એક ગિરિશિખર દેખાતું હતું. ત્યાં થોડો આરામ મળશે એ વિચારે તેમનાં હૈયાંમાં ઉત્સાહ ઉભરાતો હતો.

ત્રણે બુઢ્ઢા હતા. મોટી ઉંમર તેમજ વજનને લીધે એમની ખૂંધ વળી ગઇ હતી. એમના ખભા ઉપર બબ્બે મોટા કોથળા નાખેલા હતા. એક આગળ પગ સુધી લટકતો હતો, બીજો પીઠ પર હતો.

ત્રણે જણ રસ્તાની બાજુએ આવેલા વડના ઝાડ નીચે થોડો આરામ લેવા તથા બાજુએ મંદ મંદ વહી જતા ઝરણામાંથી પાણી પીવા થોભ્યા.

'તમે બહુ થાકી ગયા જણાઓ છો, ભાઇ,' પહેલો મુસાફર બોલ્યો. એના ગુલાબી ગાલ ને સ્ફટિકશી સ્વચ્છ આંખો, એના દૂધ જેવા વાળ ને દાઢી સાથે જાણે વિરોધ કરી રહ્યાં હોય એમ લાગતું.

'હા, પંથ લાંબો છે. રસ્તો ડુંગરાળ ને ચઢાણવાળો છે.' બીજો મુસાફર ઘોઘરા સાદે બોલ્યો. એના ખભા પરના બંને કોથળા ભરેલા હતા. ઝાડને ટેકે કોથળા ગોઠવવા જતાં એણે લથડિયું ખાધું.

'ખરેખર, રસ્તો લાંબો ને કઠણ છે, ભાઇ.' ત્રીજા મુસાફરે પોતાના બે કોથળાને મમતાથી પકડી રાખીને ઘાસમાં બેસી પડતાં નિસાસો મૂકતાં કહ્યું, 'ને મારા વજન તરફ જોઇને મળતા આનંદ વિના હું છેલ્લો ગાઉ શી રીતે ચાલી શક્યો હોત, એ જ સમજી શકાતું નથી.' એના ચીમળાઇ ગએલા મોં પર સંતોષની રેખા આવીને ચાલી ગઇ. એની આંખમાં અદેખાઇ જણાઇ, જે એણે છૂપાવવાનો બિલકુલ પ્રયત્ન ન કર્યો.

'પણ તમારા કોથળામાં એવું તે શું છે, ભાઇ!' ગુલાબી ગાલવાળા પહેલા ડોસાએ પૂછયું. 'વાતો કરતા ચાલીશું તો આપણો ભાર ને હૈયાં બેઉ હળવાં થશે. સહાનુભૂતિથી જાણે આપણાં થાકેલાં પગનાં તળિયાંમાં નવું જોર આવતું લાગે છે.' એના બે સાથીઓ તરફ જોતાં એની નિર્મળ આંખોમાં મમતા ને સ્નેહ તરતાં જણાયાં.

'મારા જેવો રસિક ઇતિહાસવાળો બીજો કોથળો જ તમને ભાગ્યે જડશે,' હાથ ઘાલીને અંદરની વસ્તુઓ ફંફોસતાં ત્રીજો મુસાફર બોલ્યો. 'આ મારા કોથળામાં હું મારા ઓળખીતા-પાળખીતાનાં નાનાં મોટાં બધાં દુષ્કૃત્યો ભરું છું અને એ કોથળો હું રાતદહાડો જોઇ શકું તે માટે આગળ જ રાખ્યો છે. નવાઇની વાત કહું, તો દિવસમાં મને એટલાં બધાં દુષ્કૃત્યો જડે છે જે આ કોથળામાં નાખ્યા પછી ખૂબ ઝડપથી વધ્યે જાય છે. જ્યારે હું એમને જોવા બહાર કાઢું છું ત્યારે દર વખતે મને એમના કદમાં વધારો માલમ પડે છે. બહાર કાઢયા વિના પણ અંદર હાથ નાખીને હું એમને ફેરવ્યા કરું છું તોપણ એ વધ્યા જ જાય છે.

'આ મારી પીઠ ઉપરનો કોથળો ખાસ કંઇ મહત્ત્વનો નથી. એ મેં મારા મિત્રો સત્કૃત્યો કરે તે ભરવા રાખ્યો છે. એ છે કે નહિ તેજ ભૂલી જવાય છે, કારણ હું દુષ્કૃત્યો જોવામાં એટલો બધો મશગુલ થઇ જાઉં છું કે મને દયા, વીરત્વ, કે સદ્ભાવભર્યાં કૃત્યો જોવાની ફુરસદ જ મળતી નથી. એ કોથળો મારી પીઠ પર છે, એટલે એની વાતજ મારાથી ભૂલી જવાય છે. મારો આ આગળનો થેલો બહુ વજનદાર છે, તોય એના પર મારી કેટલી બધી મમતા છે! મારા મિત્રો મારા કરતાં વધારે દુષ્ટ છે એ જાણીને ને જોઇને મને અતિ આનંદ થાય છે. એમનાં સત્કૃત્યોની સરખામણીમાં મારી જાત મને વધારે પવિત્ર લાગે છે.'

પહેલો મુસાફર એની લાંબી લાકડીને ટેકો દઇને ને બીજા બુઢ્ઢા તરફ ધ્યાનપૂર્વક જોઇને બોલ્યો. 'ને તમે, ભાઇ? તમારો કોથળોય ભરેલોજ છે ને એથી તમને આનંદ થતો લાગે છે, નહિ?'

બીજા બુઢ્ઢાએ જોરથી માથું ધૂણાવ્યું. એના મોં પર વધારે હાસ્ય ફેલાયું. 'હું કંઇ તમારા

જેવો મૂર્ખ નથી,' ત્રીજા બુઢ્ઢા તરફ એની લબડી ગએલી આંગળી ચીંધીને એ બોલ્યો. 'બીજાનાં કૃત્યોની પંચાતમાં ક્ષણભર પણ પડવા જેવો હું મૂર્ખો નથી. હું તો મારાં જ કૃત્યો જોવામાં આખો દિવસ ગાળું છું. આગળના કોથળામાં હું મારાં સત્કૃત્યો ભરૂં છું ને સહેજ અવકાશ મળતાં હું એમાંનું એકે એક તપાસી જોવાનું ભૂલતો નથી. દરેક વખતે એ મોટાં ને મોટાં થતાં જાય છે. આ રોટલાનો ટુકડો જોયો? એમાંથી મેં કાલે સાંજે જ એક ભિખારીને આપેલો, ને હજી બપોર નથી થયા ત્યાં તો એનો આખો રોટલો થઇ જવા આવ્યો છે. જેમ જેમ એ એ મોટો થતો જાય છે તેમ તેમ મને આનંદ થાય છે. કારણ માણસને પોતાનાં સત્કૃત્યો સંભારતાં જેટલો સંતોષ થાય છે, તેટલો બીજા કશાથી થતો નથી.

'પાછળના કોથળામાં હું મારાં દુષ્કૃત્યો નાખું છું જેથી હું એમને જોઇ જ ન શકું. એટલે એમને ભૂલી જવાં સહેલ થઇ પડે છે.' બીજા મુસાફરે રોટલાનો ટુકડો ઉપાડીને આગળના કોથળામાં સૌથી ઉપર મૂકયો.

'ને તમારામાં, ભાઇ?' ત્રીજા મુસાફરે લાકડીને અઢેલી બેઠેલા ગુલાબી ગાલવાળા પહેલા મુસાફરને પૂછ્યું. 'તમારો આગળનો કોથળો ઠીક ઠીક ભરેલો લાગે છે, જ્યારે પાછળનો તો સાવ ખાલી છે.'

પહેલો મુસાફર મૂછમાં હસ્યો. એનો ચેપ બીજાઓને લાગતાં એ ય સમભાવ દર્શાવવા હસ્યા. પોતાના પગની આંગળીઓને અડકતા થેલાને થાબડતો થાબડતો પહેલો બુઢ્ઢો બોલ્યો, 'આ થેલો જાદુઇ છે. એ એવો જાદુઇ છે કે જેમ જેમ એ કદમાં મોટો થાય છે તેમ તેમ વજનમાં હલકો થાય છે. ને જ્યારે જ્યારે મને થાકનાં થોડાં પણ ચિહ્નો જણાય છે ત્યારે એમાં જોતાં વાર જ મારો સઘળો શ્રમ અને દુઃખ જાણે પલકમાં ઉડી જાય છે, ને જાણે હું ય ઉડું એમ થઇ જાય છે. એ આનંદ-થેલો છે. એમાં મારા સ્નેહીઓનાં સત્કૃત્યો જ ભર્યાં છે, અસંખ્ય ને વિવિધ છે. તે આખો ય વખત મને ઉદ્યમી રાખે છે. પણ નવાઇની વાત તો એ છે કે જેમ જેમ હું એમને ફેરવ્યે જાઉં છું તેમ તેમ થેલામાં વધારે જગા થતી જાય છે ને

લોકોને હું વધારે ને વધારે સત્કૃત્યો કરતા ભાળું છું. ખરેજ એ જાદુઇ થેલો છે, ને એમાં નાખેલી એકજ નજર મને પ્રભુની અપાર દયાના વિચાર નવેસરથીજ મારામાં ભરે છે, આ દુનિયા એના પ્રેમથી ભરપુર છે. પણ એ સૌ આપણે જોવા પ્રયત્ન કરીએ તો ને?'

પહેલો બુઢ્ઢો નીચો વળી એનો થેલો ઊંચકીને ઉભો થયો તેવીજ બીજા બે જણે આસ્તેથી છીંક ખાધી.

'આહ! પણ તમારે મારા થેલાનો એક દિવસ અનુભવ કરવો જોઇએ,' બીજાએ કહ્યું.

'ને મારા થેલાનો તો ફક્ત એક કલાકનોજ સત્સંગ તમને સદાને માટે એનેજ ઊંચકવાની ઇચ્છા ઉત્પન્ન કરાવશે, 'ત્રીજાએ કહ્યું.'

એકાએક પહેલા બુઢ્ઢાના મોં પર ગંભીરતાની છાયા ફરી વળી. 'મેં એ સૌ થેલાને—તમે ઊંચકો છો તે બધાને—ઘણા કાળ પૂર્વે ઉંચક્યા હતા. ને મિત્રો, એ એટલા બધા વધી ગયા હતા કે એમણે ઈશ્વરના પરમ પ્રેમ જેવી વસ્તુજ મારાથી દૂર રાખી હતી. એ કોથળાના વજન

તળે હું એવો દબાઇ ગયો હતો કે ભૂરૂં આકાશ કે પ્રકાશમાન સૂરજ હું જોઇ શકતો જ નહિ. પણ પછી એ પ્રભુના પ્રેમના પ્રભાવે હું મારું વજન દૂર કરી શકયો ને અત્યારે ઊંચકું છું તે થેલા લઇ શકયો. જેમ જેમ હું પેલા શિખર તરફ પ્રયાણ કરૂં છું તેમ તેમ આ થેલા હળવા થતા જાય છે ને ત્યાં જઇને હું ક્ષણેક આરામ લેવા ચાહું છું.'

બીજા ને ત્રીજા મુસાફરે ફરી છીંક ખાધી. 'ને તમારી પૂંઠે લટકતા થેલામાં શું છે?' બે જણાએ એકી સાથે પૂછયું.

પહેલા મુસાફરે વજન બરાબર ગોઠવીને ધુળિયા રસ્તા પર હળવે ડગલે મુસાફરીની શરૂઆત કરતાં કહ્યું, 'આ?' ખભા પર જોઇને એ હસ્યો. 'એ તો મિત્રો, એમાં હું લોકનું ભૂંડું સાંભળું છું તે નાખું છું. મેં એનું તળિયું કાપી નાખ્યું છે. એટલે ઘડી ભરે એમાં રહ્યા વિના એ લોકનિંદા સીધી ભોંય પર વેરાઇ જાય છે. ને મારી સાથે એ સહેજ વાર પણ રહેતી ન હોવાને કારણે મને એનો વિચાર

સરખો પણ આવતો નથી. પરમાત્મા તમને બંનેને સહાય કરો!'

સ્થિર પગલે ને ઉંચા મસ્તકે પહેલા મુસાફરે ધૂળિયા રસ્તામાં પગ મૂકયો ને પર્વતના શિખર તરફ ચાલવા માંડયું.

બીજો ને ત્રીજો મુસાફર થોડીક ક્ષણ ઝરા પાસે થોભ્યા પછી નિસાસો નાખીને વજન ઠીકઠાક કરીને, જમીન તરફ નીચું મોં ઢાળી દઇને, લથડતે પગે જીવનના રાજમાર્ગની ધૂળ વળોટતા ચાલ્યા.



## ૧૦

## ઋષિ મટીને હરણ થયા

એક હતા રાજા. ભરત એમનું નામ હતું. ભારત એમનો દેશ હતો, ભારતના એ રાજા હતા.

ભરતરાજા તે મોટા રાજા. નાના રાજા એમને સલામ ભરે અને સલામી મોકલે. એમને મહેલ-મહેલાતનો પાર નહિ. દાસદાસી એટલાં બધાં કે હાંક મારોને 'જી હાજર' 'જી હાજર' કરી ખડાં થઈ જાય. તેમના ઘોડાસરમાં ઘોડા ઘણા: દેશદેશના અને જાતજાતના. હાથીખાનામાં મદ-ગળતા હાથીઓની હારો ને હારો ડોલે. મોટા કાને પવન ઢોળે અને ડોલતા મીઠા મધુરા ઘંટ વગાડે. રથપાલખીની ગણતરી નહિ. અને ભરતરાજાના ભંડાર હીરામાણેકે ઉભરી જાય. ને મોતીના પાર નહિ. અને તે લાખલાખનાં.

ભરતરાજા રાજ કરે છે, લોક સૌ સુખે રહે છે અને ભગવાનને મન ગમે છે.

એમ કરતાં કરતાં ભરતરાજા ઘરડા થયા. કુંવર બધા મોટા થયા. એમને ઘેરેય કુંવર થયા. રાજ સંભાળે એવડા થયા. બાપથી બેટા સવાયા નીકળ્યા. વાળ બધા ધોળા થયા. શરીરનું ચેતન ઘટવા માંડયું, ત્યારે ભરતરાજાએ વિચાર કર્યો કે રાજ કર્યું: પાટ કર્યું: હાથીએ બેઠો: ઘોડે ચઢયો: રથે હાંકયો: પાલખીની સ્વારી કરી: મહેલમહેલાત વસ્યો: શિકારે ગયો: સ્વારીએ ચઢયો: અને પહેલાં બાળક હતો અને હવે ઘરડો થયો: પહેલાં જવાનજોધ હતો અને હવે ઘરડો ડોસો થયો: પહેલાં ધાર્યું કરતો અને હવે અશક્ત થઇ ગયો છું: બહુ મોજ કરી: ચાલ હવે જંગલમાં જઉં. કોઇ નદી કિનારો હોય, નાનાં ઝરણાં રમતાં રમતાં ઝરતાં હોય, સાપોલીઆ જેવી કોઇ નદી વહેતી હોય, ત્યાં એક ઝુંપડી બાંધી હોય ત્યાં રહું. થોડાં ફળફૂલ ખાઉં. અને ભગવાનનું નામ જપું.

પછી ભરતરાજા જંગલમાં ગયા. ગંડકી નદીને કિનારે એક ઝુંપડી બાંધી. ઝુંપડી હતી

એક ઉંચી ભેખડની ટેકરી ઉપર. ત્યાં તે રહેવા લાગ્યા. સવાર સાંજ નદીમાં ભરતરાજા નાહવા જાય. નદી વચ્ચે ઉભા રહી સૂરજ ભગવાનને પગે લાગે. ખોબામાં જળ લઇ સૂરજ ભગવાનને ચઢાવે. અને આખો દિવસ ને રાત ૐ ૐનું રટન કરે.

દિવસ ઉપર દિવસ જાય છે. ભરત રાજા મટી આમ ઋષિ થયા છે. ઋષિનાં તપ વધવા લાગ્યાં છે. ભગવાનના વાસ દિલમાં થવા લાગ્યા છે. મનના મેલ ધોવાઇ ગયા છે. હૈયું કુળુ કુળુ થઇ ગયું છે.

પછી વાત એમ બની કે એક દિવસ ભરત-ઋષિ નદીમાં નહાતા હતા. નદી તો હજાર હજાર ફૂલોનાં ગીતો ગાતી ગાતી વહી જતી હતી. ઋષિ નદી વચ્ચે ઉભા ઉભા સૂરજ ભગવાનને નમતા હતા અને ૐ ૐ જપતા હતા.

ત્યાં એક મોટી ગર્જના થઇ. કોઇ મોટો સિંહ હુંમ હુંમ કરી અવાજ કરવા લાગ્યો. પશુલોક કીકીયારીઓ પાડવા લાગ્યાં. આમતેમ દોડવા લાગ્યાં. ઝાડ ડોલવા લાગ્યાં. નદીનાં પાણી કંપવા લાગ્યાં. ધરતી ધ્રૂજવા લાગી.

ત્યાં એક હરણાનું નાનું બચ્ચું દોડતું દોડતું આવ્યું. તે બી ગયું છે. પાછળથી સિંહના હુંમ હુંમ અવાજ આવતા હતા. ને હરણીયું કુદકા ભરતું આગળ દોડતું હતું. એક ભેખડ ઉપરથી બીજી ભેખડ ઉપર કુદકો મારે છે. બે ભેખડ વચ્ચે નદી છે. પણ એવું થયું કે હરણીયું નિશાન ચુકયું ને નદીના પાણીમાં પડી ગયું ને તણાવા લાગ્યું. તણાતું તણાતું ઋષિ ઉભા ઉભા ભગવાનનું નામ દેતા હતા ત્યાં થઇને જવા લાગ્યું.

ઋષિને દયા આવી ને હરણીયાને ઉંચકી લઇને બહાર કાઢયું. છાતી સરસું ચાંપ્યું. હરણીયું હાંફી ગયું હતું, ને બીકથી માથું પગમાં રાખી છુપાવતું હતું. તેની છાતી ધડક ધડક થતી હતી. ઋષિએ તેને પંપાળ્યું ને પાવલું પાણી પાયું. લીલી થોડી ધ્રો તોડીને ખવરાવી. ને પછી ઝુંપડીએ આણ્યું.

પછી હરણીયું ઋષિની મઢીએ રહે છે. ખાય છે, પીએ છે. કુદતું કુદતું રમતું ફરે છે. સારો દિવસરાત ઋષિની પાસ તે રહે છે. ઋષિ તેને પંપાળે છે ને અમીભરી નજરે તેને જૂએ

છે. ત્યારે હરણીયું નાની પોતાની શીંગડીઓ વડે ઋષિની પીઠે ગલીપચી કરે છે.

વળી કોઇ કોઇ વાર ઋષિ ફૂલોની અને નાની કળીઓની માળા પરોવી હરણીયાને પહેરાવે છે. અને ‘ભલે જીવો બાપુ’ કહી તેને બચ્ચી કરે છે. જો કોઇ વાર હરણીયું દૂર દોડી જાય, તો ઋષિ તેને ખોળવા નીકળે. અને શોધે ત્યારે તેને ઉંચકીને મઢીએ લાવતા. આમ ઋષિને મન હરણુ વહાલું. હરણુને મન ઋષિ વહાલા.

ઋષિથી હવે તપ કરાતું નથી. જપ બરાબર જપાતો નથી. ભગવાનનું નામ લેવાતું નથી. વળી તપ કરવા બેસે અને હરણીયું આવીને પીઠે શીંગડીઓ વતી ગલીપચી કરે કે પગ ચાટે. જપ જપવા બેસે તો હરણીયું દૂર દૂર જતું રહે ને ઋષિને પાછળ શોધવા જવું પડે. ભગવાનનું નામ લેવા વિચાર કરે તો હરણીયા માટે લીલી કુળી ધ્રો લેવા જવાનો વિચાર આવે. કોઇ કોઇ વાર તો રાતે ઉંઘમાં ઉઠીને પણ હરણીયાની સંભાળ લેવી પડે.

ઋષિને તેથી કંઇ કંઇ થઇ જતું કે હરણીયાને હવે હાંકી કાઢું. દૂર દૂર કંઇ મૂકી આવું. પણ એમ એ બચુકલા હરણુને હાંકી કઢાય? બીચારાને કોઇ સિંહ વાઘ મારી ખાય તો! તેને ધો કોણુ ખવરાવે? કેવી રૂપાળી ગેલ કરે છે! કેવી નાની શીંગડીઓ માથે લઇને તે નાચે છે! કોઇ કોઇ વાર તો પગ ચાટીને વહાલ કરે છે! તેને કેમ છોડાય! ભલે રહ્યું, એ વહાલું બચ્ચું. હું તેને પોતાનું કરું છું

દિવસો ઉપર દિવસો જતાં ઋષિ પછી ખૂબ ઘરડા થયા. અને પગે ચલાય નહિ. આંખે બરાબર જોવાય નહિ. ખવાય નહિ ને પીવાય નહિ. આખું દીલ તેમનું દુઃખી ઉઠયું. છાતીમાં કંઇ કંઇ દુખવા લાગ્યું. જોસબંધ હાથની નાડી ધબકારા કરવા લાગી. ઋષિ પછી દર્ભના સાથરે પડયા છે. “ઓ કંઇક થાય છે, કંઇક થાય છે,” એમ બોલે છે. ઘડીકમાં ‘ઓ ભગવાન, ઓ ભગવાન,” એમ બોલે છે. તો બીજી પળે પાસે રમતા, ફૂવારાની જેમ ફૂટતા, હરણીયાને જોઇ એકાદ આંસુ આંખમાંથી પાડી દે છે.

દુઃખ તો પછી વધવા લાગ્યું. હાથ પગ

બધા સ્થિર થઇ ગયા. મોં બંધ થઇ ગયું. આંખોએ છેલ્લી વારનું હરણીઆને જોઇ લીધું ને બંધ થઇ ગઇ. ને ઋષિ પછી મરી ગયા.

હરણીયું આ કંઇ સમજ્યું નહિ. તે તો તેની ધોળી પૂણી જેવી પવને ઉડતી દાઢી મોં વતી સુંધી, ગેલ કરી ઋષિને બોલાવવા લાગ્યું. પણ ઋષિ કંઇ બોલે. હરણીયું પછી એકલું થયું.

પછી લોકો વાત કરે છે કે ઋષિ પછી ઋષિ મટી બીજે જન્મ હરણ થયા. અને હરણીયાની આશા પૂરી.



૧૧

## ધરમની ગાય દુબળી તે દુબળી

અમારા ગામની પાદર એક મહાદેવનું મંદિર. મંદિરમાં એક રહે બાવો ને એક રહે બાવી.

બાવોબાવી ખેતરમાં જાય, ઘાસ લાવે, ગાય ચરાવે, નીંદવા જાય, તો કોઈ દિવસ વાઢવાય જાય. ખળામાં ડુંડાં પડચાં હોય તો મસળવા જાય, કુવે કોસ તાણવા હોય તો એનું જ કામ. આખો દિવસ સાચી મજુરી કરે ને ખાય, પીએ, ને મઝા ઉડાવે. સાંજ પડે ને

બાવોબાવી તંબુરા લઈ રામનામની ધુન મચાવે. ધુન તો એવી જામે કે ગામનાં ઘરડાં આવે, જુવાન આવે, નાનાં આવે, મોટાં આવે, સ્ત્રીઓ આવે, પુરુષો આવે. ત્યાં તો તડકા ખાધેલાં એમનાં શરીર ઠંડાં પડે. વરસાદની ઝડીઓમાં ઠરી ગયલાં એમનાં શરીર સતેજ થાય. હળ-લાકડાના થાક ઉતરી જાય, અને રાતે મીઠી નીંદર આવે.

ગામના મગળ શેઠે રૂનો સટ્ટો કર્યો. લાખ કમાયા, સવાલાખ કમાયા. શેઠાણી બહુ ભક્તિ-ભાવવાળાં. આપણે ઘેર આમ પૈસા ચણિયારામાં વટાતા હોય તો ધર્મ કરીએ, દાન કરીએ, પુન કરીએ.

શેઠ તો પછી પેલા મહાદેવના બાવાબાવીને ઘર ચણાવી આપ્યું. શેઠાણી કોઈ દિવસ પંચ ભાગ મોકલે, તો કોઈ દી પાકી રસોઈ મોકલે.

બાવાબાવીને લહેર થઈ ગઈ. અત્યાર સુધી તો મજુરી કરવા જવું પડતું. હવે તો શેઠાણીના જમણા હાથ માથા ઉપર હતા ને? એ તો આખો દિવસ ગામગપાટા મારે. કામ નહિ, ધંધો નહિ. બાવાબાવીને તાજાં ભોજન મળે,

રાંધ્યાં અન્ન મળે, એટલે આખો દિવસ સૂવાની જ વાત.

થોડા દિવસ આમ ચાલ્યું. શેઠ બીજા સટ્ટામાં ભાગ્યા. સવા લાખે જતા રહ્યા. ઘરની છાપરીય વેચાઇ ગઇ. બાવોબાવી વિચાર કરે, 'હવે શું કરીશું? મજુરી થવાની નથી.'

પછી તો બાવે ગામમાં ઝોળી ચલાવી. સવાર થાય, બાવો માગવા નીકળી પડે. શેર બશેર લોટ કોઇ દિવસ ભીખી લાવે, તો શેર બશેર ખીચડી સદાવ્રતમાંથી લઇ આવે. લોક એક દિવસ આપે, બે દિવસ આપે, ત્રણ દિવસ આપે, સાત દિવસ આપે. રોજ આપવાનું યે ક્યાંથી લાવે? પછી બાવી યે ભીખવા જવા લાગી. એમનો મોટો દીકરો સ્ટેશન ઉપર માગતો ફરવા લાગ્યો. નાની દીકરી બજારમાં ફરતી થઇ. નાનાં છોકરાં લઇ બાવી ભટકતી, પણ ભીખની હાંલ્લી શીંકે ચઢે? શેર બશેર ધાન આવે, તે રોજ ભૂખ્યાં વરૂની માફક આરોગી જાય. ભીખ કરમમાં રોજ રહીજ. આ ભૂખમરામાં મહાદેવે ભૂલી જવાયા. પેલી ભજનની ધૂન પણ મારી ગંઇ.

ગામમાં કરપીણુ પ્લેગ આવ્યો. ગરીબગરબાં વહેલાં ઝડપાય ને? એમનાં શરીર ને મન એટલાં નબળાં કે રોગના હુમલા શી રીતે પાછા વાળે? આ પ્લેગમાં બાવો મરી ગયો. બાવી પૂંઠે ગઈ. છોકરાં રહ્યાં. છોકરાંય શું ધંધો કરે? ભીખ જ. ગામના જોષી જોષ કહેતા કે આ છોકરાંનાં છોકરાંયે ભીખ જ માગવાનાં, દુબળાં તે દુબળાં રહેવાનાં, ભિખારીનાં ભિખારી થવાનાં. ધર્મની ગાય દુબળી તે સદાય દુબળી.



## ૧૨

## કામદુધા

હસમુખ શેવાળવાળી લપસણી ધાર ઉપર ગોઠણભેર નમીને, નીચે રૂપેરી પાણીમાં જોઇ રહી. સુંદર ઝરણું હતું. ઉંડું ને કાચ જેવું પાણી હતું. ચારે બાજુ આંબાવાડીઓની ઘન-ઘોર ઘટા હતી. તે પાણીની ઠંડકને લીધે મીઠી ને ઠંડી મહેકી રહેતી. ફરતા બારબાર ગાઉના લોકો એને 'કામદુધા' કહેતા, વળી કહેતા કે અજવાળી પૂનમે અહીં દેવીઓ રાસડા લેવા આવે છે.

હસમુખ એ બધી વાતો સાંભળતી ને માનતી. પણ મોટો નવનીત તો એને નવરા લોકોનાં ગપ્પાં ને વ્હેમ લેખતો. 'લે, ચાલ હસમુખ' અધીરો બનીને નવનીત બોલ્યો, 'આજે થયેલી ઇચ્છા કંઇ ઓછીજ ફળવાની છે? તું જાણે છે ને કે પૂનમની મધરાતે અહીં આવે તો ઇચ્છા ફળે,' કહી ન માનતો હોય તેમ હસવા લાગ્યો.

હસમુખ ને નવનીતના બાપુ બે વરસ ઉપર જ રેલ્વે અકસ્માતમાં કચ્ચડાઇ ગયા હતા. રેલ્વે કંપનીએ આપેલું ઈનામ બાના ચાલુ મંદવાડમાં ખરચાઇ ગયું હતું. બાપ મરી ગયા પછી મોટા ઘરનો અડધો ભાગ ભાડે આપ્યો હતો. ને ઘરખરચ નભાવવા બાને દળણાંખાંયણાં ને સીવણ વગેરે મજુરી કરવી પડતી. દિવસે દિવસે મા વધારે વધારે સુકાતી ને ફીકી પડતી ગઇ, એટલે હજીયે વધારે દુઃખ સહન કરવું પડશે એમ આ બે શાણાં બાળકો સમજતાં.

ઘેર ઉતાવળી પાછી જતી વખતે હસમુખ છાનીમાની ચાલતી હતી. આંબાની ઘટા મૂક્યા પછીની ઝાડી વટાવી, એક નાની પગથીયે વટાવી, આમથી કે તેમથી ગાડી આવતી નથી તેની ખાત્રી કરીને રેલ્વેના પાટા પણ ઓળંગ્યા. જો ઇચ્છાઓ ફળતી હોય તો એને કેટલી બધી યે ઇચ્છાઓ હતી. એને એનાં જૂનાં ને સીવેલાં કપડાંની સ્હેજે ચિંતા ન હતી, કારણ એ જાણતી હતી કે મા એનાથી સારાં પહેરાવી શકે તેમ નથી—ને જૂનાં તથા સાંધેલાં હોવા છતાંય એ ધોયલાં ને ચોકખાં તો હતાં જ. પણ બાને કેટલી બધી વસ્તુઓની જરૂર હતી.

'દાક્તર આવ્યા લાગે છે' નવનીત, ઘાસની ગંજીઓ વટાવ્યા પછી ઘર નજરે પડતાં બોલી ઉઠયો, 'એ પેલો એમનો નોકર ફરે. ચાલ, હસમુખ દોડ, આપણે એમને પૂછી જોઇએ કે બાને કેમ છે?'

હાંફતાં હાંફતાં એ બારણામાં પેઠાં તેવાજ દાક્તર મળ્યા. 'સલામ સાહેબ, બાને કેમ છે?'

થોડીવાર ઉપર જ દાક્તરના મ્હોં ઉપર ગંભીરતા દેખાતી હતી તેને સ્થાને હવે હાસ્ય છવાયું. 'બાની તબીઅત સુધારા ઉપર છે, ને હવે જો એમને દરીઆકાંઠે લઇ જવાય તો તરત નવું લોહી ચઢવા માંડે.'

જો—હસમુખ એ શબ્દને ધિક્કારતી. એની પેટમાં ફાળ પડી. જો! દરીઆ તો કેટલો બધો દૂર હતો ને પૈસા થોડા હતા એટલે દરિયાકાંઠે શી રીતે જવાય?

'ઓહોહો! એમાં આજથી ચિંતા શું? જોઇએ છીએ, શું થાય છે. ચાલ, જા, બાને કાંજી કરી આપ.'

એ રાતે હસમુખને ઉંઘ જ ન આવી. પથારીમાં આમ તેમ તરફડીઆં માર્યાં; વિચાર,

વિચાર, ને વિચાર. 'બાને દરિયાકાંઠે શી રીતે લઈ જવાય? શી રીતે?' કેટલીએ વાર આ સવાલ એણે એના મનને પૂછયો ને હર વખત જવાબ એક જ આવતો. 'જાદુની લાકડી ન મળે ત્યાં સુધી કંઈ જ ન થાય, અને આ જમાનામાં કંઈ એવા ચમત્કાર થતા નથી.'

થાકથી આંખો મીંચાતી હતી ત્યાં બારી-માંથી ચંદ્રમા દેખાયો. સ્હેજ આછી પાતળી રેખા વિના એ ચંદ્રમા ગોળ પૂનમના ચંદ્ર જેવો હતો. જાણે ચંદ્ર એના સામે જોઇ રહ્યો છે ને હસતો હસતો કહે છે, 'કાલે હું પૂનમનો ચંદ્ર બનીશ.'

હસમુખ સફાળી પથારીમાં બેઠી થઇ ગઇ. કાલે પૂનમ છે ને 'કામદુધા' પાસે મોટેથી બોલેલી ઇચ્છા ફળે છે તે યાદ આવ્યું. 'કાલે રાત્રે હું જરૂર જઇશ. જરાય બ્હીવાની જરૂર નથી ને કદાચ ઇચ્છા ફળે તો...........'

પછી તો તરત જ ઘસઘસાટ ઉંઘ આવી ગઇ. બીજે દિવસે ઘરમાં કામ કરતાં કરતાં રાતની આખી યોજના ઘડી કાઢી. અધીરાઇથી એણે રાતની વાટ જોવા માંડી. 'હસમુખ, આ

ચોરબત્તીમાં કેમ તેલ પૂરે છે?' એ પ્રશ્ન વારંવાર નવનીતના પૂછવા છતાં હસમુખે એને એક અક્ષરે કહ્યો નહિ. કદાચ એનાથી કહેવાઇ જાત કે 'રાતે અંધારી ઝાડીમાં જતાં બીક લાગે તે માટે' પણ કંઇ નહિ.

રાત પડી. પૂનમનો ચંદ્ર પૂર્વમાં ઉગ્યો. નવનીત ને બાના ઉંઘી ગયા પછી અગીઆરેકના શુમારે હસમુખ નીકળી પડી. ઘાસની ગંજીઓ વટાવી, રેલ્વે લાઇન ઓળંગી, ને પગથીયે વટાવી.

ખૂબ સૂનું લાગતું. ઝાડીમાં બત્તીના ઉજાસ વિના અંધારું અંધારું લાગતું. તમરાં ટમટમ કરતાં હતાં. બત્તીના અજવાળાથી ખેંચાઇને કુદાં આવતાં હતાં. ઘુવડનો અવાજ સંભળાતો હતો. એક વાર તો એક ચામાચીડીયું એના વાળે ઘસાઇને ગયું, પણ એ તો હિંમતથી આગળ ચાલી. આખરે આંબાની ઘટા દેખાઇ. એ વટાવીને 'કામદુધા' પહોંચી જવાશે.

ઝાડીમાં અંધારું ઘોર હતું ને રસ્તો ખાડા-ટેકરાવાળો ને કાંટાઝાંખરાંવાળો હતો. અહીં જ એને બત્તી લાવવાની જરૂર સમજાઇ.

આખરે નજર સામે ઝરણુ જોઇને એને 'હાશ' થયું. પાણીમાં ચળકતો ચંદ્રમા પાણીને રૂપેરી બનાવતો. ઝરણુના ધોધનો ધીમો અવાજ જાણે છાનીમાની વાતો કહેતો, ને આંબાની ઘટામાંથી છૂટાંછવાયાં દેખાતાં ચંદ્રમાનાં કિરણો જાણે દેવીઓ રાસડા લેતી હોય તેમ લાગતું.

હસમુખની ઇચ્છા બહુ વાર થોભવાની ન હતી. ઝરણુની શેવાળવાળી ધાર ઉપર ધીમેધીમે ખસીને, ગોઠણભર ઉભા રહીને, હસમુખ પોતાની ઇચ્છા મોટેથી બોલી. એની ઇચ્છા એક જ હતી: 'બાને દરિયાકાંઠે લઇ જવાય ને જલદી આરામ થાય.'

તરતજ ઉભી થઇ, હાથમાં બત્તી લઇ, આંબાવાડીઆમાં થતીકને બને તેટલી ઝડપથી એ દોડી. ઝાડી વટાવીને પગથી આવી ત્યારે જ એ ઉભી રહી.

'થોડીવાર વધારે ઉભી હોત તો ઠીક' હસમુખ બબડી 'મેં ઉતાવળ કરી ને ખોટું પડે તો? ના, ના, કદાચ સાચું પડશે.' ને પછી બત્તી ઝીણી કરીને પગથી પર ચાલવા

લાગી. 'હું ક્યાં જઉં આવી તે નવનીતને નહિ કહું. નહિ તો હસશે ને મને ગાંડી કહેશે.'

પણ એને ખૂબ આનંદ થયો. ચંદ્રમા જાણે હસીહસીને કહેતો કે 'તારી ઇચ્છા જરૂર ફળશે.'

એક ગાડી આવતી હતી. આઘેથી એનો ઘૂઘવાટ સંભળાતો હતો ને સ્ટેશન તરફ સીગ્નલના લાલલીલા દીવા દેખાતા હતા. આવતી ગાડીનો સીગ્નલ પડ્યો હોય ત્યારે ન જવું જોઇએ, એમ ધારીને હસમુખ રેલ્વે લાઇનના તારના ઉપર બેસીને હીંચકવા લાગી. એટલામાં એણે બૂમ સાંભળી, 'મરી ગયો રે.'

રેલના પાટા તરફથી એ અવાજ આવ્યો. એકદમ એ તાર ઉપરથી કૂદી પડી ને પાટા ભણી ઝટ ઝટ દોડી. પછી બૂમ સંભળાઇ ને હવે તો એણે બે પાટાની વચ્ચે એક માણુસને લાંબોછાટ થઇને પડેલો જોયો.

'એ કેમ નહિ ઉઠતો હોય' એણે વિચાર્યું. 'ભાઇ, જલ્દી ઉઠો, નહિ તો વટાઇ જશો.' 'મારાથી નથી ઉઠાતું. મારો પગ ભરાઇ ગયો છે.'

હસમુખ ચમકી. બીજી ક્ષણે એ માણસની પાસે જઇને ઉભી ને જોવા લાગી. શું બન્યું છે તે એ તરતજ સમજી ગઇ. સીગ્નલમેને કેબીનમાં બેઠાં બેઠાં આવતી ગાડીને સીગ્નલ આપવા હેન્ડલ દબાવ્યો હશે ત્યારે આ માણસ પાટા ઓળંગતો હશે ને એનો પગ સીગ્નલ ખેંચનારા બે લોઢાના જાડા પાટા વચમાં ભરાઇ ગયો હશે.

આમ જુએ તો દૂરદૂર ગાડીના દીવા ઝબકતા હતા ને સીસોટી મારતી ગાડી ધસી આવતી હતી.

'તમે બુટની દોરી કાપી નાખો. લો આ ચપ્પુ. ઝટ કરો. હું ગાડી ઉભી રાખવા મહેનત કરૂં છું.'

પેલા માણસે ચપ્પુ ઉઘાડયું તે જોઇને, હસમુખ હાથમાંથી બત્તી હલાવતી હલાવતી ગાડી તરફ દોડી.

ગાડી ધસી આવતી હતી. સીસોટીના અવાજે એના કાન બહેરા કરી નાખ્યા ને કંઇક ગભરાવી પણ ખરી. પોતાની બૂમ ગાડીના અવાજમાં

ઢંકાઇ જશે એવી ખાત્રી છતાં એણે મોટી બૂમ પાડતાંપાડતાં બત્તી હલાવ્યા કરી.

પાસે, પાસે, વધુ પાસે. એન્જીનના ભૂંગળામાંથી તણખાનો વરસતો વરસાદ હવે સ્પષ્ટ દેખાયો. ગાડીમાં બળતા ગેસના દીવાના બન્ને બાજુ પડતા ઓળા પણ જોયા. ગાડી નહિ ઉભી રહે? એટલામાં ગાડીની બ્રેકનો મોટો અવાજ સંભળાયો, ગાડીનો વેગ ધીમો પડી ગયો, હસમુખની આગળ થઇને ગાડી થોડીક આગળ વધી, ને પેલા માણસથી થોડે દૂર ઉભી રહી. પેલા માણસે બુટની દોરી કાપી નાખી હતી પણ હજી એનો પગ છૂટયો ન હતો. હસમુખના સમયસૂચક વર્તન વિના એ બચ્યો ન હત.

ગાડી હાંકનારને ગાર્ડ બંને ઉતરી પડયા ને બેત્રણ મિનિટમાં માણસનો પગ છૂટો થયો.

'ખબર નથી, મિસ્તર તમે ખાનગી રસ્તો પસાર કરો છો?' ગુસ્સામાં ગાર્ડે કહ્યું. 'તમારા પર કેસ માંડવો પડશે. તમારું સરનામું આપો.'

'નવનીધરાય દીક્ષિત ............'

હસમુખ ચમકી. કેવી નવાઇની વાત! પોતાના ભાઇનું નામ પણ એવું જ હતું. એને યાદ

આવ્યું કે એના ભાઇનું નામ કેટલાંય વર્ષો પહેલાં દૂરદૂર બંગાળામાં કમાવા ગયલા એના કાકાના નામ ઉપરથી પાડયું હતું, ને અત્યારે એ જીવે છે કે નહિ તેની પણ ખબર ન હતી.

આ માણુસ એના............?

પણ એ સવાલ પૂછવાની એની હિંમત ચાલી નહિ. ગાડી ચાલી ગઇ ને પેલો માણુસ હસમુખના તરફ ફર્યો.

'આ ટુંકે રસ્તે થઇને સામેને ઘેર જવું હતું, પણ એકંદરે એ લાંબો ને જીવલેણ થઇ પડયો. બેન તું કપિલરાય દીક્ષિતને ઓળખે છે કે?'

'હા, મારૂં નામ હસમુખ. મારા બાપુનું નામ કપિલરાય. ને તમે તો કાકાને! ચાલો ઘેર.'

રસ્તામાં ગંજીઓ વટાવતાં વટાવતાં અત્યારે પોતે એકલી ચોરબત્તી લઇને કયાં ગઇ હતી તે કાકાને કહ્યું. 'કામદુધા' પાસે એણે શું ઇચ્છા રજુ કરી તે એણે કાકાને કહ્યું નહિ, પણ કદાચ કાકા એ સમજી ગયા. રસ્તે ચાલતાં

કાકાએ પોતાની વાત કહેતાં કહ્યું 'મારી પાસે અઢળક ધન છે તે તમારા વિના કોણ વાપરનાર છે એટલે ............ '

* * *

.. બાને દરિયાકાંઠે લઇ ગયા ને ત્યાં એની તબીયત સુધરી ગઇ. હવે એને કામ કરવાની જરૂર રહી નહિ.

નવનીતને સારી હાઇસ્કુલમાં બેસાડયો. હસમુખને પણ મહિલાશાળામાં મોકલી, ને હવે એને જુનાં લુગડાં પહેરવાં પડતાં નથી.

અને હવે નવનીત પણ કબુલ કરે છે કે હસમુખ તે રાતે 'કામદુધા' ગઇ, તેથીજ આ બધું બન્યું. નહિ તો નવનીધરામ કાકા કપિલરાયની માફક પીલાઇ ગયા હોત ને કશું બનત નહિ.



